# બેગમ કે બલા?

(સામાજિક નવલકથા)

લેખક:

સાકરલાલ મગનલાલ કાપડિયા

લોહીનો વેપાર વિ. ના લેખક:

મુદ્રક અને પ્રકાશક:

હરિલાલ વલ્લભદાસ બ્રહ્મક્ષત્રી.

હરિ-હર પ્રીન્ટીંગ પ્રેસ,

૯૮, હોળી ચકલા, કોટ, મુંબઇ.

૧૯૨૬.

કિંમત રૂ. ૨-૮

# બે બોલ.

બ્રિટિશ હિન્દની પ્રજા સામ્રાજ્યમાં સ્વરાજ્ય મેળવી પ્રજાને જવાબદાર અને પ્રજાના પ્રતિનિધિઓ દ્વારા ચાલતું રાજ્યતંત્ર મેળવવા માટે પ્રયાસ કરી રહી છે અને જે સમય જાય છે તેમાં હિન્દને સ્વરાજ્ય મળ્યા વિના રહેવાનું નથી. એ સમયે આપણા દેશી રાજ્યો સીધો "વ્હાઇટ હૉલ" સાથે સંબંધ રાખશે કે સ્વરાજ્ય પાર્લામેંટ સાથે સંબંધ રાખશે તેનો નિર્ણય જ્યારે થવાનો હશે ત્યારે થશે. કેટલાક દેશી રાજાઓ શરાબ અને સુંદરી પાછળ પ્રજાના પૈસાની હોળી કરવામાંજ ઇતિકર્ત્તવ્યતા સમજે છે અને તેથી તેઓ પૃથ્વી-પર ભારરૂપ ગણાય છે એટલુંજ નહિ પણ આવા રાજાઓ બ્રિટિશ હિન્દની પ્રજાની સ્વરાજ્ય માટેની ચળવળ જોઇને લાલપીળા થઇ જાય છે. વિચારકોમાં એક ભાગ એવો છે કે જેઓ દેશી રાજાઓની સંસ્થાને પ્રાચીન રાજ્યતંત્રના અવશેષ રૂપે જાળવી રાખવા માગે છે. પણ પશ્ચિમના સ્વાતંત્ર્ય પ્રિય વિચારોની છાપવાળા યુવાન મગજો જુલ્મી, અભણ, ખુશામત પ્રિય દેશી રાજાઓની હસ્તીજ નાબુદ કરવા માગે છે. પ્રસ્તુત નવલકથામાં દેશી રાજ્યોનો સામાન્ય પ્રશ્ન વાંચકોને કંટાળો ન આવે એવી રીતે ચર્ચવાની મેં યથામતિ કોશિષ કરી છે. તેમાં મને કેટલી સફળતા મળી છે તે નક્કી કરવાનું "સાહિત્ય" કાર જેવા ગુજરાતના પ્રમાણિક ટીકાકારોનું કામ છે. મને એટલી આશા છે. કે " સોદીના વેપાર " ની પેઠે આ મારી નવી નવલકથા ગુજરાતી આલમને પસંદ પડશે. અને મારે હાથે લખાતા " લંડન રાજ-રહસ્યો " જોઇને મને "ગાંડો" માની બેઠેલા મારા સ્નેહીઓનો ક્રોધ કંઇક ઓછો થશે.

૧૬૨ મા પાના પછી ૧૬૮ થી ૧૭૨ પાનાં પ્રથમ વાંચી તે પછી ૧૬૩ થી ૧૬૭ મા પાનાનું પ્રકરણ વાંચી લેવાની મહેરબાની કરવી. ૧૬૭ મું પાનું વાંચ્યા પછી ૧૭૩ મા પાનાથી શરૂ થતા પ્રકરણથી વારતા આગળ વધે છે. છાપની આ ભુલ માટે દરગુજર ચાહું છું.

મુંબઇ:
તા. ૧ લી માર્ચ ૧૯૨૬.

મધુકર.

# અર્પણ.

સતત સાહિત્ય વિલાસ, ઉન્નત હૃદય, ઉદાર ધર્મભાવના અને અનંત સ્નેહભર્યા સ્વભાવથી સર્વ સ્નેહીઓને વશ કરી, પરજનોને સ્વજન બનાવી, પોતાના પ્રેમાળ જીવનની સુવાસ પમરતી મેલી સ્વર્ગના નંદન વનમાં મહાલતા મારા પરમ સ્નેહી સ્વ. ભાઈ નાથાલાલ છગનલાલ (ખંભાત)ના પવિત્ર આત્માને અર્પણ.

મધુકર.

# અનુક્રમ.

સ્વ. શા. નાથાલાલ છગનલાલ (ખંભાત).



જન્મ સંવત ૧૯૩૮. અવસાન સંવત ૧૯૮૦.

Awake, arise or
be for ever fallen.

MILTON.

## પ્રકરણ ૧ લું.

### બાલીવાળા ગ્રાન્ડ થીએટરમાં.

રાતના આઠ વાગ્યાનો સમય હતો. અમાસની કાળી રાત હતી. પણ આજે અંધકાર ન્હોતો. તારદેવ પર આવેલા બાલીવાળા ગ્રાંડ થીએટર આગળ વિજળીની રોશની ઝગમગારા મારી જાણે રાત્રી દેવીને પરાજિત કરવા માટે અભિમાનથી ફુલાઇ જતી હોયની એવો ભાસ થતો હતો. આર્યનૈતિક નાટક સમાજ "સતી તોરલ" નો નાટક આજે પૂર ઠાઠમાઠથી ભજવવાની હતી. ગુજરાતના સુવિખ્યાત કલાકાર રા. દિવાનાનો એ સફલ નાટક જોવાને

મુબઇની શોખીન આલમ ટોળે મળી બાલીવાળા ગ્રાંડ થીએટર પર ઉતરી પડી હતી.

આવતી જતી ટ્રામમાંથી ટીકીટ લેવાને આતુર પ્રેક્ષકોની ટોળીઓ ઉતરતી હતી અનેક દંપતિઓ વિક્ટોરિયા અને મોટરમાં આવી થિએટર આગળ ઉતરતા હતા લોકસમુહ જાણે કોઇ મેળામાં ભેગો થયો હોય એવો દેખાવ લાગતો હતો ફુટપાથ પર અને નાટકશાળાના કમ્પાઉંડમાં સોડા લેમન, રોઝબેરી, ચ્હા કાફી વિગેરેના સ્ટોલમાં ભરચક વકરો થતો હતો ટીકીટ ઑફિસે ટંકશાળનું સ્વરૂપ ધારણ કર્યું હતું અને ફુટપાથપર "ખારા શીંગ, બદામ પીસ્તા" ની બાંગ પડતી હતી.

થીએટરની સામેના મકાનોમાં કંઇ વિચિત્ર ઉત્સવ ઉજવાઇ રહ્યો હતો એક મકાનની બારીએ કોઇ દક્ષિણી લલના પોતાના વિશાળ અંબોડામાં મોગરાની વેણી શોભાવી કાતિલ નજરે રસ્તાપર • જોતી ઉભી હતી. તેની બાજુના દિવાનખાનામાં બેત્રણ ગોરી લલનાઓ બેચાર "હાફકાસ્ટ" સાહેબો સાથે "કીસ મી માઇ લવ" નું ગાયન બહેરાના કાનના પરદા ચીરાઇ જાય એવી રીતે ગાઇ રહી હતી થોડેક દૂર આવેલા "રોયલ બાર" માં ગાંધીજીને ગાળ દેતા ગરગરદાસોની જાવ આવ ચાલુ હતી.

સવાનવ વાગ્યા પહેલી ઘંટડી થઇ થોડીક મીનીટમાં બીજી ઘંટડી વાગી એ પળે થીએટર આગળ એક સુંદર ફોર્ડ મોટર આવી સીધી અંદર ઘુસી ગઇ. મોટર ચકચકિત આયના જેવી હતી. શોફરે ફાંકડો સાફો બાંધી રાજવંશી થવાનો પ્રયાસ કર્યો હતો. મોટર ઉભી રહેતાં તેના દ્વાર એક હજુરીયાએ ખોલી નાખ્યા અને અંદરથી એક તરૂણ રાજકુમાર એક જોબનવંતી યુવતી સાથે

નીચે ઉતર્યો. કેટલાક સ્ત્રી પુરૂષોએ આ રાજવંશી પ્રેક્ષકોનું સન્માન કર્યું અને બન્ને એક્ષ્ટ્રા ક્લાસમાં ગોઠવેલા ખાસ આસનો પર જઇ બેઠા.

એ રાજવંશી તરૂણીની વય અઢાર ઓગણીસ વર્ષની હતી. તેની નસેનસમાં જોબનનું જાદુ હતું. તેની મારકણી કાળી આંખો ભલ ભલા સંયમીના સંયમને બેકબેના દરિયામાં ફેંકી દેવાને સમર્થ હતી. તેના ગોર ઘટમાળા વદન પર તે લાવણ્ય હતું કે જે જોતાંજ જોનારનું દીલ ગગલપણાની લહરીનો અનુભવ કરતું તેના કાનમાં હીરાના ઇયરીંગ્સ અને નાકમાં રત્નજડિત ચુંક ઝગારા મારી રહી હતી. હંસણી સમી નાજુક ધવલ ગરદનમાં શુભ મોતીનો નેકલેસ કંઇક અનેરી શોભા વધારી રહ્યો હતો. કાળા રેશમ જેવા વાળનો અંબોડો તેની પાતળી સાડીના છેડામાંથી આબાદ દેખાતો હતો અને તે જોતાંજ કોઈ ભરત કવિને તેના વાળની લટ પર કવિતા રચવાની પ્રેરણા થઇ જાય તેમ હતું. તેની રેશમી ચોળી પર કિમતી જરીનું ભરત કોઇ કલાકારે કર્યું હતું અને તે તસતસતી ચોલીમાં કેદ પુરાયલાં હૃદયાંબુજો જાણે બ્હાર નીકળવાને વલખાં મારતાં હોયની એવાં લાગતાં હતાં.

તેને પડખે બેઠેલો યુવાન વારંવાર આ રતિની મૂર્તિને સ્મિતભર વદને જોઇ રહ્યો હતો. યુવાનની ઉમ્મર પચીસથી સતાવીશ વર્ષની હશે. તેણે ગુલાબી સાફો બાંધ્યો હતો, પગમાં ટાઇટ પાજામો પહેર્યો હતો અને શરીરમાં નીઝામ કોલરનો રાજવંશી ડગલો હતો તેના હાથની આંગળીપર પાંચેક હજાર રૂપિયાનું નંગ ઝળકી રહ્યું હતું. રાજેશ્રીનો બાંધો નાજુક અને શરીરા કૃતિ સુડોળ અને મનોહર હતાં–વદનપર તંદુરસ્તીની છટા હતી પણ આંખોમાં કામવાસના સ્પષ્ટ

ઝળકી રહી હતી. તેને પડખે ભલભલી રૂપ ગર્વિતાનો ગર્વ ગાળી નાખે એવી શકુંતલા બેઠી હતી. છતાં તેની નજર કોઇ કોઇ વાર, યુવતીની નજર ચોરાવીને થીએટરમાં બેઠેલી બીજી લલનાઓને જોઇ લેતી હતી.

નાટક શરૂ થયો સઘળાનાં મન તોરલ અને જેસલે જીતવા માંડયા, જેસલનું પાત્ર એજ નાટકના લેખક રા. દિવાના ભજવતા હતા અને તેથી જેસલનો આત્માજ જાણે રંગભુમિપર ગાજી રહ્યો હોયની એવો ભાસ થતો હતો. તાળીઓના ગડગડાટ અને વન્સમોરની ચીચીઆરીઓ વચ્ચે નાટક આગળ ચાલ્યો. પહેલો અંક પૂરો થવાને જરા વાર હતી એવામાં પેલો તરૂણ ઉઠયો.

"હું જરા બ્હાર જઇ આવું" તે બોલ્યો. યુવતી હસી. તે બ્હાર નીકળ્યો તેનો હજુરીયો તેની સાથે જવા તૈયાર થયો અને તેણે ઇસારાથી ના પાડી. તે થીએટરના કમ્પાઉંડમાં આવી ઉભો ને ત્યાંથી આસપાસ નજર કરવા લાગ્યો. એક ખુણામાં, પાનવાલાની દુકાનની બાજુમાં ચીથરે હાલ વસ્ત્રોમાં સજ્જ થયલી એક કુમારિકા નારંગી વેચતી ઉભી હતી. તેના હાથમાં નારંગીની છાબ હતી અને થોડી થોડીવારે તે શરમીલા સ્વરે "નારંગી લો— નારંગી" નો મધુર ઉચ્ચાર કરી વાતાવરણ કોઇ અજબ જાદુ ભર્યા સંગીતથી ભરી મૂકતી હતી. તરૂણ પાનવાળાની દુકાને ગયો. પાનવાળો તેને જોતાં જરા આભો બન્યો—પછી બીજી પળે તેના આનંદમાં ભરતી આવી. કોઇ દિવસ ન બનાવી હોય એટલી સંભાળથી તેણે પાનની પટ્ટી બનાવી યુવાનને માન સાથે નજર કરી. યુવાને ગજવામાં હાથ નાંખી પાનવાળાને એક રૂપિયો બક્ષીસ આપ્યો. પણ તેની નજર આખો વખત પેલી ભિખારણ જેવી

નારંગીવાળી પરજ ચોંટી હતી. તે મધુપુર સ્ટેટનો ગાદીવારસ હતો. એક રાજ્યના યુવરાજને આવી જગ્યાએ ઉભા રહેવું ન શોભે એ વાત તે જાણતો હતો પણ મોટરમાંથી એ નારંગીવાળી પર નજર પડી ત્યારથીજ તેનું ચિત ચકડોળે ચડયું હતું.

"લઇ લે. તારી બધી નારંગી હું ખરીદીશ. "અંતે તે નારંગીવાળી પાસે જઇ બોલ્યો. બાળાના આનંદનો પાર રહ્યો નહિ. તેણે નારંગીની ટોપલી ઉપાડી લીધી ને તે યુવાનની પાછળ ચાલી.

બાળા ચૌદ પંદર વર્ષની અણખીલી કલિ હતી. તેની આંખો વિશાળ, કાળી અને સ્નેહાળ હતી. આખા શરીરપર ગરીબીની સ્પષ્ટ છાપ હતી છતાં એ ચીથરે હાલ પોષાકમાંથી તે અજબ સૌંદર્યની જ્યોતિ ઝગાવી રહી હતી. મેલથી ખરડાયલા તેના મ્હોંપર એવું કંઇક કામણ હતું કે જે જોતાંજ તેના અધર રસની ભયંકર તૃષા લાગતી! તેની આંખોમાં એવી નિર્દોષ સ્નેહાળતા ભરી હતી કે જે ભલભલાને તાજ છોડી ફકીરી લેવાનું આમંત્રણ કરતી હતી! તેના આખા શરીરમાં બ્રહ્માએ એક પણ ખોડ રાખી ન્હોતી જાણે નવરાશે એ પૂતળીને ઘડીને ભૂલથી કોઇ ગરીબને ત્યાં ફેંકી દીધી હોયની તેમ!

"રઘુનાથ!—" તે બ્હાર નીકળ્યો ત્યારથીજ તેની પાછળ સુંચી નજરે જોતો રઘુનાથ દરવાજા આગળ ઉભો હતો. ફતેહસિંહને પેલી કુમારિકાને લઇ આવતાં જોઇ તે જરા દૂર થઇ ગયો હતો તેને જોઇ રાજકુમાર બોલ્યો.

"જી બાપુ!"

"આ નારંગી લઇ લે."

" જી, "

" ને આ પૈસા એને આપ. " કહી તેણે ગજવામાંથી સો રૂપિયાની નોટ કાઢી.

પેલી બાળા સો રૂપિયાની નોટ જોઇ ભડકી. તે નમ્ર સ્વરે બોલી:

" મારી પાસે છુટા પૈસા નથી, બાપુ !–"

" કંઇ ફીકર નહિ. એ બધા તું રાખ." કહી મદનસિંહ હસ્યો. કુમારિકા મલકાઇ ગઇ. પણ આ અજાણ્યા સખસની આવી ઉદારતાનો અર્થ તે ન સમજી શકી.

" રઘુનાથ !–" ધીમે સ્વરે રઘુનાથને જરા દૂર લઇ જઇ તે બોલ્યો.

"આજે તારૂં અહિં કામ નથી. આ છોકરીની સંભાળ રાખજે ને–"

" સમજી ગયો બાપુ !—" રઘુનાથે આંખના ઇસારાથી " બાપુ " ને સમજાવી દીધા ને મદનસિંહ પાછો નાટક જોવા ગયો.

# પ્રકરણ ૨ જું.

## તારૂં કાળું કર!

બાલીવાળા ગ્રાંડ થિએટરમાં મધુપુરના યુવરાજ મદનસિંહ નાટક જોવા જતાં પેલી ભીખારણ મુગ્ધાને જોઇ દીલ વિનાનો થઇ ગયો. તેનો સ્વભાવજ ચંચળ અને ભમાટ હતો પ્રભુએ તેને એક રાજ્યની પ્રજાનો માલીક બનાવ્યો હતો તેથી તેને શીરે ગંભીર જવાબદારી લટકતી હતી તેનું તેને ભાન ન્હોતું. તે એમ માનતો હતો કે આ રાજ્યની પ્રજા મારા ભોગ વિલાસ માટે છે તેને ચુસાય તેટલી ચુસવી એ તેનું કર્તવ્ય છે. પ્રજાનું રકત શોષાઇ જાય ને દુઃખદર્દથી પીડાતી પ્રજામાં બંડની ચીંગારી લાગે તો સમશેરો ને બંદુકોથી તેને દાબી દેતાં વાર શી? એવી તેના મનની હોંસ હતી. પ્રજાને પાળવી ને આબાદ કરવી એ કોઇ જનક જેવા સાધુડાનું કામ છે એવી માન્યતામાં રાજેશ્રીએ જીવનના પચીસ વર્ષ ગાળ્યા હતા. ટૂંકમાં મદનસિંહમાં ગધ્ધા પચ્ચીસીની ઘેલછા સતર આના ખીલી હતી.

રઘુનાથને પેલી મુગ્ધાને ફસાવવાનું સોંપી નામદાર નાટકશાળામાં ગયા. બીજી બાજુ મુગ્ધા હર્ષઘેલી થઇ ગઇ. તેના હાથમાં પહેલીજવાર સો રૂપિયાની નોટ આવી હતી. "સો રૂપિયા" એ શબ્દો સાંભળતાંજ મુગ્ધાનું હૃદય બાગબાગ થઇ ગયું બે ત્રણ વર્ષથી તે નારંગી, કેળા વિગેરે ફળોની ફેરી ફરતી હતી. પણ આજના જેવો મંગળ દિવસ તેને માટે કદિ ઉગ્યો ન્હોતો. નાદાન ભોળી બાળાને ખબર ન્હોતી કે તેને ઉદારતાથી સો રૂપિયાની નવાજેશ કરવામાં આવી ન્હોતી પણ એક કામી કુતરાની નીચ આંખો તેના જોબનપર ચોંટી હતી આ ઉદારતાની પાછળજ તેના સત્યાનાશની ભયંકર જાળ ગુંથાતી હતી તે પણ બાળા જાણુતી ન્હોતી.

"આજે મારી માને માટે હું ડાકટર બોલાવી લાવીશ" તે મનમાં ગણગણી. તેની મા મોતને આમંત્રણ કરતી માંદગીને બીછાને પડી હતી તેને દવા કરવાને પોતે ભાગ્યશાળી થશે એ વિચારથી બાળા મલકાઇ ને ઉતાવળી ઉતાવળી થીએટરમાંથી બ્હાર નીકળી તેના હર્ષનો પાર ન્હોતો અચાનક આનંદથી તેની છાતી ફુલી જતી હતી. તેના પગમાં વીજળી આવી. થીએટર આગળથી નીકળી પ્લેટફોર્મ પરથી તે બ્હાઇટ લેનમાં ગઇ તેના વસ્ત્રો ચીથરે હાલ હતાં પણ તેની ખુબસુરતી કામણગારી હતી એ નીચ ગલીમાં આવતાંજ અનેક વિલાસીઓની છાતી ચીરાઇ ગઇ તેને કશાની દરકાર ન્હોતી. "બ્હાઇટ લેન" વટાવી તે કામાટીપુરાની ૧૦ મી ગલીમાં ગઇ. આ ગલીમાં એક બે ગેસના ફાનસ ટમટમી રહ્યા હતા પણ તેની શક્તિ રાત્રીનો અંધકાર ચીરવાને સમર્થ ન્હોતી ગલીના મધ્ય ભાગમાં એક બે માળનું ગંદુ મકાન હતું. બાળા એ મકાનમાં દાખલ થઇ નાનકડા સરખા મકાનમાં ભોંયતળીયે આઠ કબુતર ખાના જેવી ઓરડીઓ હતી પહેલા ને બીજા માળની સ્થિતિ પણ એવીજ હતી વાયુદેવને આ મકાનમાં આવવાની તેના માલીકે સખત મનાઇ કરી હતી. ભોંયતળીએ એક મારવાડીની પેઢી હતી. ગ્યાસતેલના દીવાના પ્રકાશમાં જાડો મારવાડી ગરીબ મજુરોના વાસણો, દાગીના અને વસ્ત્રો પાણીને મૂલે વેચાતાં લેતો, ભયંકર બાજે ગીરો રાખતો અને જો કંઇ ચીજ ગીરો મુકવમાં ન આવે તો દરરોજ રૂપિયાપર બે પૈસાનું વ્યાજ લઇ વધુમાં વધુ પાંચ રૂપિયા ધીરતો. નજીકમાંજ દારૂનુ પીઠું હતું. ત્યાં દિવસે મીલો યા કારખાનામાં સખત વૈતરું કરી આઠ દશ આના કમાઇ આવેલા ગરીબ મજુરો થાક ઉતારવાને બ્હાને પૈસા અને શરીરનું સત્યાનાશ વાળતા બેવડાના બ્હારમાં ક્ષણીક લ્હેર માણી રહ્યા હતા. ગાળાગાળી અને મારામારીના અવાજથી પહેલો માળ ગાજી રહ્યો હતો. સઘળી

 

ઓરડીમાં ગ્યાસતેલનો ડબ્બો બળતો હોવાથી ગુંગળાવી નાખનારો ધુમાડો ભેગો થયો હતો અને દુર્ગંધની સત્તા આખા મકાનમાં જામી ગઈ હતી પહેલા માળપર કેટલીક ધાટણો રહેતી હતી એ બાઈઓ દિવસે બંડી વાળતી યા "ગીરણ" માં નોકરી કરતી ને રાતે પાપી પેટનો અધુરો ખાડો પૂરવા માટે પોતાનું શરીર વેચતી. કોકેન ને શરાબ, અફીણ ને ચરસના અડ્ડાઓ આ મકાનથી બહુ દૂર ન્હોતા ગરીબ મજુરોને પેટ પૂરતો પગાર આપતા મુંબઈના શ્રીમંતોને ટાઢીઓ તાવ આવતો હતો અને તેથી તેમના મજુરો ને મજુરણો પાપ માર્ગે પેટ ભરતા થયા હતા. એજ શ્રોમંતો "અનીતિ" સામે બાંગ મારવામાં ઉસ્તાદ હતા. સમાજ સુધારક મંડળનાં પેટ્રન થવાને તેઓજ આતુર રહેતા પણ સમાજમાં સડો પેદા કરનારા તેઓજ છે એ બીના સ્વીકારવાની તેઓ સાફ ના પાડતા. "એ સાળા મજુરો એવાજ છે ! એમને વધુ પગાર આપે તો બગડી જાય—દારૂ પીએ—" આવી દલીલ કરનારા નીચ શ્રીમંતોને કોઈ પરમાત્મા પૂછશે ખરો કે તેમનાજ સ્વાર્થી યંત્રોને લીધે હિંદુસ્થાનનો ગરીબ મજુર વર્ગ દરીદ્રી અને પાપી બનતો જાય છે !

મુગ્ધા ભોંયતળીઆની એક અંધારી ઓરડીમાં હસતી હસતી દાખલ થઈ આ ઓરડી ૧૦ ફીટ લાંબી ને ૧૦ ફીટ પહોળી હતી. બારીનું નામ નિશાન ન્હોતું મકાનની બંને બાજુએ ગટરો હતી તેની દુર્ગંધ નાક ફાડી ખાતી હતી ઓરડીમાં એક ફાટેલી સાદડી પર મુગ્ધાની મા મોતની રાહ જોતી પડી હતી. તેની આંખો ઉંડી ઉતરી ગઇ હતી. શરીર સુકાઇને સોટી જેવું થઇ ગયું હતું. તેને ક્ષય રોગ થયો હતો. ધાસણીના ભયંકર રોગથી તેનું શરીર ધસાઇ ધસાઇને સુકું લાકડી જેવું થઇ ગયું હતું, તેની પાસે દવા માટે પૈસા ન્હોતાં, ખાવાને પૌષ્ટિક

ખોરાક ન્હોતો—અરે! પ્રભુએ બક્ષીસ આપેલી શુદ્ધ હવા પણ તેને ન મળે એવી મુંબઇના શ્રીમંતોએ ગોઠવણ જાણે બીછાવી હતી! આ મકાનના માલીકને તેના ભાડુતો જીવે છે કે મરે છે તેની પરવા ન્હોતી મકાનમાં મરકી થાય કે કોલેરા ફાટી નીકળે તો પણ દર મહિને દર ઓરડી દીઠ રૂ. ૧૦ નું ભાડું વસુલ થવુંજ જોઇએ! ભાડું ન મળે તો ભાડુતોના વાસણ કુસણ વેચી નાખવાનો તેણે સદર પરવાનો રાખ્યો હતો ગરીબ ભાડુતો આ રાક્ષસના જૂલમ સામે ચુંકાર પણ કરી શકતા નહિ

"મા!—તને કેમ છે?" મુગ્ધા માની પાસે બેસી વ્હાલથી બોલી: "હવે તું ગભગાટ નહિ હો!—"

"ઠીક છે દીકરી! તું આવી? બધી નારંગી વેચાઇ ગઇ?"

"હા. માડી!—" રાધા હસીને બોલી.

એજ પળે ઓલીમાં એક પચાસેક વરસનો પુરૂષ બેવડાના બ્હારથી લથડતો લથડતો દાખલ થયો. એ આ બાળાનો બાપ!

"ર—રાધા! પૈસા લાવી?"

"હા. બાપુ? મારી પાસે આજે સો રૂપિયા છે. હવે માડીની દવા કરાવો—"

"શું?" મરવા સુતેલી રાધાની મા અને તેનો બાપ સાથે બોલી પડયાં.

"એક ભલા શેઠે મારી બધી નારંગી લઇ સો રૂપિયા આપ્યા" રાધા બોલી.

"લાવ કયાં છે?" રાધાના બાપ ધનજીએ માગણી કરી. રાધાએ

સો રૂપિયાની નોટ બાપના હાથમાં મૂકી. તે જોતાંજ દારૂડિયાની આંખે સ્વર્ગ બે ડગલાં દૂર દેખાયું !

"શાબાશ દીકરી ! જીવતી રહેજે" તે બોલ્યો.

"સબુર ! " રાધાની માતા ગંગાનો સ્વર ગંભીર થયો. તે જેમ તેમ સાદડીપર બેઠી થઇ અને ઉંડી ઉતરી ગયલી કરૂણ આંખો રાધાના વદન પર સ્થીર કરી તે બોલી: "રાધા ! સાચું બોલ. આ પૈસા કયાંથી લાવી ?"

"બા ! તારા સમ મને એક શેઠે આપ્યા." રાધા માતાની મનોદશા ન સમજવાથી બેબાકળી બની બોલી.

"તારે પંચાત કરવાની શી જરૂર છે ? તેં બહુ સારૂં કર્યું હો દીકરી !–" ધનજી બોલ્યો: "એ શેઠને રાજી રાખજે."

'તમારી જીભ બધ કરો. સત્યાનાશ જાય એ મુઆનું ! હું મરી જઇશ પણ આ કાળા પૈસાને હું હાથ પણ અડાડવાની નથી. દીકરી ! રાધા ! તેં મારી કુખ લજવી. મેં ગરીબી જોઇ છે, પૈસા પૈસા માટે ટળવળી છું, તારા બાપનો માર ખાધો છે, એમને દારૂ પીવા માટે પૈસા આપી હું ભુખી રહી છું પણ–પણ–મેં કદિ આડે રસ્તે પગ મૂકયો ન્હોતો. તેં મારી કુખ લજવી. હજુ પંદર વરસની થઇ નથી તેટલાં કાળાં કામ શીખી ગઇ ? જા, તારૂં કાળું કર !— ફરીથી તારૂં કાળું મોં ન બતાવતી." આ શબ્દોમાં કંઇ એવી ગંભીરતા હતી, એવી વિચિત્ર અદ્દશ્ય સતા હતી કે ધનજી એક બોલ પણ બોલી ન શકયો. રાધાની દશા વિચિત્ર થઇ ગઈ. તેણે ધિક્કારની સ્વપ્ને આશા રાખી ન્હોતી. બાળા સાવ નિર્દોષ હતી. મદનસિંહની મલીન વાસના તે જરા પણ સમજી ન્હોતી આથી ગંગાના શબ્દોએ

તેના કોમળ હૃદયને ચીરી નાખ્યું. તેના મગજમાં એક જાતની પાગલ ધુન આવી. "હું મહેનત કરીને મરી જાઉં છું. ને બે પૈસા કમાઇ લાવું છુ. છતાં આવા કડવા બોલ? શા માટે મારે આવા મ્હેણાં સાંભળવા જોઇએ? મેં એવું શું કર્યું છે?" આવો વિચાર કરી તે ચાવી આપેલી પૂતળી પેઠે ઉભી થઇ તેનો બાપ જડ કાષ્ટ જેવોજ ગંગાનું મ્હો જોઈ રહ્યો હતો. એ વખતે રાધા ખોલીમાંથી બ્હાર નીકળી ને કંઇ પણ વિચાર કર્યા વિના પાગલની પેઠે રસ્તાપરથી નાસવા લાગી જાણે તેની પાછળ કોઈ પીશાચ પડયો હોયની તેમ તે નાસવા લાગી. શુ કરવું, શુ કરે છે, કયાં જવું, શું કરીશ, તેનું તેને ભાનજ ન્હોતું. ગંગાના "તારૂં કાળું કર" શબ્દોએ તેનું માથુંજ ફેરવી નાખ્યું હતું. તે ગઇ ને પ્લેહાઉસ પરના લોકોના ટોળામાં અદૃશ્ય થઇ ગઇ. તેનો બાપ થોડીકવાર પછી તેને જોવા બ્હાર નીકળ્યો હતો પણ શરાબની અસરથી તે રાધાની પાછળ દોડી શકયો ન્હોતો. તેણે બે ચાર બુમો મારી–રાધાએ રડતી આંખે પાછું જોયું—પણ નહિ તે પાછી ન ફરી. તેની માતાના કારમા શબ્દોએ તેની કોમળ છાતી વીંધી નાખી હતી તે ચાલીજ ગઇ ઘરનો–માત પિતાનો ત્યાગ કરી ગઇ. વગર વિચારે, એક પાગલ પેઠે કોઇ અગમ્ય અંધકારમાં ભુસકો મારી બેઠી.

એ નિરાધાર લાચાર મુગ્ધાનું શું થશે?

# પ્રકરણ ૩ જું.

## રઘુનાથ.

માતાના વચનથી દુભાયલી બાળકી કંઇપણ વિચાર કર્યા વિના પોતાના કંગાળ માબાપના કંગાળ ઘરનો ત્યાગ કરી ચાલી ગઇ. તેને દુનિયા કેવી પ્રપંચી, નીચ અને સ્વાર્થી છે તેનું ભાન ન્હોતું. તેની ઉગતી જુવાની તેને માટે આશા અને ઉત્સાહ નહિં પણ નિરાશાના ઘેરા વાદળ ખેંચી લાવશે તે શાંચા જાણુતી નહોતી. તેના કોમળ મુગ્ધ હૃદયને તેની માતાનાઃ કારમા શબ્દોએ વીંધી નાખ્યું હતું અને તેથી પાગલની પેઠે તે ઘરમાંથી નાસી આવી હતી.

રાતના લગભગ બાર વાગ્યાનો સમય થવા આવ્યો હતો. આ સમયે મુંબઇમા પ્લેહાઉસ પર કેવા કેવા નાટક ભજવાય છે ? કાયદાએ બધાં પિઠા બંધ કરાવ્યા હતા છતાં જેના ગજવામાં રૂપાના સીક્કા ખડખડતા હોય તેમને અહિં રાતે બાર વાગે પણ ત્રણ ગણા દામે દારૂના શીશા જોઇએ તેટલા મળી શકતા. વિક્ટોરિયા થીએટરની બાજુના તથા સામેના ફુટપાથપરથી અનેક મવાલીઓ પાનની પીચકારી મારતા, એક બીજાના ખભાપર હાથ મુકી, જાણે "બાવાના બાગમાં" લ્હેર કરવા નીકળ્યા હોય તેમ, કોઇ ગરીબ પણ જુવાન ભીખારણને આંખ મારતા, મ્હોડેથી "ખુને જીગરકો પીતી" વાળું ગાયન લલકારી કંઇ અજબ નિસાસા નાખતા આમથી તેમ ભટકી રહ્યા હતા. એક ગરીબ મરાઠો હારમોનીયમની પેટી લઇ ફુટપાથપર પાઇ પૈસો ઉઘરાવતો બેઠો હતો અને તેને પડખે બેઠેલી એક ચીથરે હાલ હાડપીંજર જેવી સ્ત્રી કોમળ પણ કરૂણ સ્વરે

"જરા સોને દે સૈયા,
જગી હું સારી રાત."

લલકારી રહી હતી. થોડેક દૂર થોડાક પઠાણો કોઈ વાણીઆના ગજવાનો ભાર ખાલી કરી રહ્યા હતા. કેટલાક લહેરી જવાનો થાવર હોટલની સામે બેસી ચહા અને કાફીના પ્યાલા ખાલી કરતા હતા અને આવા વાતાવરણમાં રાધા કામાટીપુરાની ૧૦ મી ગલીમાંથી નાસી આવી હતી.

ગોખલેના હોટલની બાજુની ગલીમાં આવતાં તે અટકી. બાળા હાંફી ગઇ હતી. તેણે પાછળ જોયું તો તેનો બાપ નજરે પડયો નહિ તે જરાવાર ઉભી રહી. થોડાક શ્વાસો શ્વાસ લીધા અને એજ પળે "કયાં જવું?" એ ભયંકર વિચાર તેના મગજમાં સ્ફૂર્યો તે બેબાકળી બની ગઇ. તેની આંખમાં પાણી ભરાઇ આવ્યાં. માબાપની મીઠી છાંયા યાદ આવી. બાર લાખની વસ્તીમાં તે પોતાના રંક માબાપ સિવાય કોઇને પોતાના ગણતી ન્હોતી. તેને આશરો આપે એવું કોઇ હતુંય નહિ. મદનસિંહે આપેલી સો રૂપિયાની નોટ તે પોતાના બાપને આપી આવી હતી એટલે તેની ફાટેલી ચોળીમાંના બે ચાર આના સિવાય રાધા પાસે બીજું કાંઇ ન્હોતું. પ્રભુએ તેને અણમોલ સૌન્દર્યની બક્ષીસ કરી છે ને એ સુંદરતા માટે મુંબઇના ધનિકો તેના પગની પહાની ચાટવાને તૈયાર થાય એટલા ક્ષુદ્ર છે એ ભયંકર જ્ઞાન બાળાને થયું ન્હોતું તેથી તે હોટલની બાજુમાં આકાશ તરફ અનિમિષ નજર કરી ભ્રમિત જેવી ઉભી રહી. આમ થોડીક મિનિટ પસાર થઇ ગઇ. બે ત્રણ મવાલીઓ તેની પાસેથી પસાર થઇ ગયા. એક ઉધ્ધત જંગલીએ "કયોં જાની? ઇધર કયોં ખડી હૈ!" કહી પોતાની જાત બતાવી દીધી. પણ રાધાનું એ પર લક્ષ ન્હોતું. તે આંખમાંથી આંસુ સારતી ડંખતે દીલે ને વ્હીલે મ્હોડે હતાશ થઇ ઉભી હતી. અચાનક કોઇ પુરૂષ તેની પાસે

આવ્યો. રાધાએ એ માણુસને તરત ઓળખ્યો મદનસિંહે એજ સખસને એની પાસેની નારંગી લઇ લેવાનું કહ્યું હતું. એ માણુસ તે મદનસિંહનો નોકર રઘુનાથ! "બાપુ"નો હુકમ થયો ત્યારથી તે રાધાની પાછળ પડછાયાની પેઠે પડયો હતો. તેની તીક્ષ્ણુ નજરથી રાધા એક પલ પણુ છટકી શકી ન્હોતી. રાધાનું ઘર તે જોઇ આવ્યો હતો એટલુંજ નહિ પણુ રાધા અને તેના માબાપ વચ્ચે થયલી વાતચીત પણુ તેણે ચાલાકીથી છૂપાઇને સાંભળી હતી. રાધા તેના ઘરમાં તિરસ્કારને પાત્ર થઇ તેથી તેને અનિર્વાચ્ય આનંદ થયો. તેને આશા આવી કે હવે આ પંખેરાને "બાપુ"ના પિંજરમાં પૂરી દેતાં વાર લાગવાની નથી એ મનુષ્ય! તારા સ્વાર્થને માટે તું કેવા કેવા નીચ કારસ્થાનો માટે તત્પર થઇ જાય છે? રાધા જેવી નિર્દોષ ગરીબ કન્યાને ભ્રષ્ટ કરવાની અધમ બાજી ખેલી મનુષ્ય ગણુાવું એના કરતાં પત્થર અવતરી જડ ગણુાવું બહેતર છે. પણુ પોતાની ક્ષુદ્ર વાસનાની તૃપ્તિમાં "મોક્ષ" માનનારને આવા વિચાર કયાંથી આવે?

રઘુનાથ મદનસિંહ કરતાં ૧૫-૨૦ વરસ મોટો યાને ૪૦-૪૫ વરસનો હતો. તેની આંખો ઝીણી, નાક કંઇક મોટું અને મ્હો શીળીના ડાઘવાળું હતું. તેના વાળ થોડા થોડા સફેદ થવા આવ્યા હતા. તેની મુછોના વાળ કંઇક રતાશ પડતા હતા. ચુંચી આંખો બીલાડીની આંખો જેવી ભુરી હતી. સાંકડા કપાળની જમણી બાજુએ એક કાળો ડાઘ હતો. લોકો એમ કહેતા કે રાજેશ્રી મધુપુરમાં દશ પંદર વરસ પહેલાં કોઇ ગરાસીઆની પત્ની સાથે રાસ રમવા ગયા હતા અને ત્યાંથી કપાળપર એક ભયંકર જખમનું ઇનામ લઇ આવ્યા હતા. આ સખસે મદનસિંહના બાપકાકાની નોકરી

કરી હતી અને મદનસિંહે ગંધાતા યૌવનની પાગલ કેફ અનુભવવા માંડી ત્યારથી "હઝુર"ની નોકરીમાંથી રઘુનાથની બદલી યુવરાજની સેવામાં થઈ હતી. એનું કામ યુવરાજને રાજવહીવટથી પરિચિત કરવાનું હતું. એ બી. એ. એલ એલ. બી. થયો હતો અને વિદ્યા અથવા ડીગ્રીમાં જો સંસ્કાર ભર્યા હોય તો એ સંસ્કારી હતો. મધુપુર સ્ટેટની નોકરીમાં ૧૫ વરસ ગાળીને તેણે કદિ રાજ્યનું ભલું કર્યું નહોતું પણ પોતાનું ખીસું ભરવા માટે ગુલામથી પણ બદતર ખુશામત કરી હતી અને આવી નીચ ખુશામતને પ્રતાપે તે તેના "બાપુ" નો જમણો હાથ થઈ પડયો હતો.

"તું કેમ રડે છે?" રઘુનાથે રાધા પાસે જઈ, તેના તરફ માયાળુ નજરે જોઈ પુછયું.

"કંઈ નહિ." રાધા બોલી અને તેણે આંસુ લુંછી નાખ્યાં.

"તારે ખાવું છે?" રઘુનાથ સાકરથી પણ મીઠો થઈ બોલ્યો.

"ના." ટૂંકો જવાબ મળ્યો. રાધામાં આમા માણસને ઓળખવાની આવડત નહોતી છતાં કોણ જાણે કેમ આ માણસનો દેખાવજ તેને અપ્રિય થઈ પડયો.

"શરમાય છે શા માટે? તું તો મારી દીકરી જેવી છે! તારે "બાપુ" ને ત્યાં આવવું છે?"

"બાપુ" નું નામ સાંભળી રાધા જરા મલકાઈ. તેના નાદાન જીગરને મદનસિંહ પોતાની ઉદારતાથી જીતી ગયો હતો. ચાર આઠ આનાની નારંગી માટે સો રૂપિયાની નોટ ફેંકી દેનાર મધુપુરનો

યુવરાજ બાળાને દેવ જેવો લાગ્યો હતો. તે કંઈ ન બોલી પણ તેનું દીલ પલળ્યું છે તે રઘુનાથની ચુંચી આંખો જોઇ શકી.

"બાપુને તારાપર ઘણી દયા આવી છે. જો તારી મરજી હોય તો બાપુ તને પોતાના ઘરમાં રાખી લેશે."

"અમે ગરીબ માણસ ! અમારાથી મોટા સાથે કેમ રહેવાય ?" રાધા નમ્ર સ્વરે બોલી.

"તું બાપુની નોકરી કરશે ? જો, બાપુના ધણીયાણી છે ને તે પણ બાપુ જેવાજ ભલાંને ઉદાર છે. તું "બા"ની સેવા ચાકરી. કરશે ?"

"મારા એવા ધનભાગ્ય ક્યાંથી ?"

"જો તારી મરજી હોય તો હું નક્કી કરી આપું."

"તમે મારે માટે આટલી બધી લાગણી કેમ બતાવો છો ?" રાધાએ જરા ઉધ્ધત સવાલ પૂછયો. રઘુનાથ મીઠું હસ્યો.

"જોને ! તારા જેવીજ મારે એક દીકરી હતી. મેં તને થીએટરમાં જોઇ ત્યારથી તને દીકરી કરી લેવાનું મને મન થયું છે."

રાધાનો અભાવ જરા કમી થયો.

"તારૂં ઘર ક્યાં છે ?" રઘુનાથે ધીમે રહીને મુદ્દાની વાત ઉપાડી.

"મારે ઘરબાર છેજ નહિ."

"ત્યારે તું ક્યાં રહે છે ?"

"રામ રાખે ત્યાં."

"છોકરી ! મને તારી ઘણીજ દયા આવે છે ચાલ, મારે ઘેર ચાલ. હું તને મારી દીકરી જેવી પાળીશ."

"ગરીબને ઠેકાણે પાડશો તો ભગવાન તમારૂં ભલું કરશે." રાધા બોલી.

રઘુનાથે એક વિકટોરિયા ભાડે કરી. રાધા મલકાતે મુખડે જીંદગીમાં પહેલીવાર ગાડીમાં બેઠી તેની સાથે રઘુનાથ પણ બેસી ગયા.

"ચોપાટી હયુજ રોડ લે—" ગાડીવાળાને હુકમ થયો ને વિકટોરિયા ચાલી.

# પ્રકરણ ૪ થું.

## નવો અવતાર.

રઘુનાથ રાધાને ચોપાટી હયુજ રોડપર "વિલાસ ભવન" માં લઇ ગયો. આ સુંદર અને આલીસાન મકાન મધુપુર સ્ટેટની માલીકીનું હતું અને મદનસિંહ મુંબઈ આવતો ત્યારે ત્યાંજ ઉતરતો. લક્ષ્મી ખરીદી શકે એટલી વિલાસની સામગ્રીઓ આ ભવનમાં ખીચોખીચ ભરવામાં આવી હતી. અંગ્રેજી ઢબથી અંગ્રેજ શીલ્પી પાસે આ મકાન બંધાવવામાં આવ્યું હતું અને જાણે હિંદુસ્થાનમાં કલાનું અસ્તિત્વજ ન હોય તેમ મદનસિંહે આખા ભવનમાં કોઈ પણ જગ્યાએ આર્ય સંસ્કૃતિની નિશાની રહેવા દીધી ન્હોતી.

રઘુનાથ રાધાને લઇ પહેલા માળ પર એક દિવાનખાનામાં ગયો. દિવાનખાનામાં સુંદર ઇરાની ગાલીચો શોભી રહ્યો હતો અને દિવાલની બે બાજુએ મખમલની ગાદીવાળા સોફાઓ સુવ્યવસ્થિત ગોઠવી દીધાં હતાં ત્યાં વીજળીની બત્તી ઝગમગી રહી હતી. એક બાજુ એક સુંદર ડ્રેસીંગ ટેબલ પર સુંદરીઓના શણગારની અનેક વસ્તુઓ પડી હતી અને ટેબલની બાજુમાં એક કિંમતી કબાટ ઉભું હતું.

રાધા આ જગ્યા જોતાંજ આશ્ચર્ય ચકિત થઇ ગઇ. તેણે જીવનમાં કદિ પણ આવો વૈભવ જોયો ન્હોતો. તેણે જીવનમાં કદિ પણ આવી ભભક જોઈ ન્હોતી. પ્રથમ નજરેજ તે અંજાઈ ગઇ. નવી નવી વસ્તુઓ જોવાના તાનમાં તે ભૂખ પણ ભૂલી ગઇ. રઘુનાથ અપ્રકટ આનંદથી તેને જોઇ રહ્યો. મદનસિંહની નીચ વાસના તૃપ્ત કરવાની તેની બાજી અગાઉ કદિ આટલી જલદી સફળ થઇ ન્હોતી. રાધાને મેળવવામાં તેને કંઇજ મુશ્કેલી ન નડી. જાણે વિધાતાએજ મદનસિંહ માટે રાધાને

સર્જી મૂકી હોય અને તેથીજ રાધા તેની માના વચનથી દુભાઇને નાસી આવી હોય એમ રઘુનાથને લાગ્યું.

"આ સોફા પર બેસ. હું તને નવાં નવાં વસ્ત્રો આપું–" તે ધીમા, સ્નેહાળ સ્વરે બોલ્યો અને કબાટ ખોલી એક રેશમી સાડી તથા ચણીયો ચોળી બહાર કાઢયા. એ કિંમતી વસ્ત્રો હાથમાં લેતાંજ રાધાને ગીલગીલીયાં થયાં. એજ પળે તેની નજર તેના ફાટેલા મેલા વસ્ત્રો પર ગઇ ને તેને તે પર તિરસ્કાર આવ્યો. જરી ભરેલી રેશમની સાડી તેની મોહક દેહલતાને વીંટાઇ વળવા આતુર થઇ રહી હતી. તેની અર્ધસ્ફુટ છાતીનો કબજો લેવાને રેશમની મનોહર ચોળી આવી પડી હતી. બાળા એ વસ્ત્રો હાથમાં લેતાં ગાંડી ઘેલી થઇ ગઇ. રઘુનાથપરનો તેનો અભાવ સદંતર ઉડી ગયો અને જાણે નવી દુનિયામાં લહેર કરતી હોય તેમ એક ખુણામાં ઉભી રહી વસ્ત્રો બદલવા લાગી.

તે વસ્ત્રો બદલતી હતી તે વખતે રઘુનાથ ઓરડામાંથી બ્હાર નીકળી ગયો. થોડીવારમાં તે એક થાળામાં સ્વાદિષ્ટ મીઠાઇ લઇ પાછો આવ્યો ત્યારે રાધાનું સ્વરૂપ બદલાઇ ગયું હતું. ભીખારણ નારંગી વેચનારી હવે રાજ કન્યા જેવી મોહક લાગતી હતી. કિમતી વસ્ત્રોએ તેના નૈસર્ગિક સૌન્દર્યને અવર્ણનિય બનાવી દીધું હતું. તેને જોતાં રઘુનાથની કામી આંખો ચમકી. પોતાના હાથમાં આવેલું આ મનોહર પંખી રાજકુમારને સોંપી દેવું પડશે એ ખ્યાલથી તે જરા શોક પામ્યો બીજીજ પળે તેણે રાધા દ્વારા ભાવી ઉન્નતીના સ્વપ્નાં જોતો થઇ ગયો અને તેનો ક્ષોભ દૂર થયો.

"લે આ ખાઈ લે–" કબાટના કાચમાં પોતાનું પ્રતિબિંબ જોઇ મલકાતી રાધાની આનંદ તંદ્રા તોડતો તે બોલ્યો. રાધાએ હસતે વદને

કપાની થાળ હાથમાં લીધી અને સોફા પર બેસી જાણે પોતે એ ઘરની રાણી હોય તેમ સ્વચ્છંદે ખાવા લાગી.

"તને અહિં ગમશે ને ?"

"હા. પણ બાપુ ક્યાં છે ?"

"બાપુ નાટકમાંથી હજુ આવ્યા નથી. તું ખાઇને સુઇ જા."

રાધાને રઘુનાથ ગમ્યો–તેની વાત ગમી–તેને હવે અવનવા તરંગો આવવા લાગ્યા. ક્યાં કામાટીપુરામાંની તેના બાપની કંગાળ ઝૂંપડી અને ક્યાં આ રાજવંશી મહેલ ? રઘુનાથ તેના પર આટલો બધો પ્રેમ શા માટે બતાવતો હશે તેનો વિચાર કરવાની મુગ્ધાને નવરાશજ ન્હોતી. થીએટરમાં મદનસિંહે તેના હાથમાં મૂકેલી સો રૂપિયાની નોટનો મર્મ તે સમજી ન્હોતી પણ તેની માતાના માર્મિક તાણાથી તે એટલું સમજી હતી કે એ ઉદારતામાં કંઇક ભેદ છે. મદનસિંહની મર્મ વેદના સમજવાની કે તેની ઉદારતાનો ભેદ તોડવાની તેને દરકાર ન્હોતી. બેદરકાર મસ્ત પેઠે વિધાતાએ આપેલા અણુધાર્યા પ્રસંગનો તે નિશ્ચીંત મને લાભ લઇ રહી હતી. મીઠાઇ ખાઇ તેણે પાણી પીધું અને રઘુનાથ તરફ જોઇ જરા હસી

"હવે હું સુઇ જાઉં ?"

"હા. ચાલ. બાજુના ઓરડામાં પલંગ છે. ત્યાં સુઇ જા."

રાધા તેની સાથે બીજા ઓરડામાં ગઇ. અહિં તેની અજાયબીમાં ભરતી આવી. તેનો આનંદ બેવડો થયો એ ઓરડામાં સુંદર નાજુક પલંગ બીછાવેલો હતો. પલંગ પર સફેદ ચંદની જેવી મચ્છરદાની ફરફર ઉડતી હતી. મશરૂની રેશમી ખોળવાળી તળાઇ પર દૂધ જેવી ચાદર બીછાવી હતી અને તે પર ગાલ ને ગલગલીયાં થાય એવા રેશમી ઉશીકા ગોઠવી દીધા હતા. પલંગની સામે એક રોકીંગ ચૈર

પડી હતી બાજુમાં સંગે મરમરનું એક ગોળ ટેબલ હતું અને તે પર ચાંદીનું પાનદાન ચકચકી રહ્યું હતું. ખુણામાં પાણીયારા પર પાણીનો કુંજો પડયો હતો અને વીજળીનો પંખો ફરફર ફરી ગરમી ઉડાવી દેતો હતો.

"હું આ પલંગ પર સુઇ જાઉં ?" રાધાએ પૂછ્યું.

"હા." રઘુનાથ હસ્યો.

"બાપુ વઢે નહિ ?"

"નહિ. બાપુની તારા પર બહુ મીઠી નજર છે."

"કેમ ? મારામાં એવું શું છે ?"

"તે તને નહિ સમજાય. હીરાની કિંમત ઝવેરીજ જાણે."

"એટલે હું હીરો ને બાપુ ઝવેરી એમ !" રાધાથી મલકાવા વિના ન રહેવાયું.

"હા. એમજ. તને કોઇ રત્ન કહે તે ગમે ખરું ને !"

રાધાએ કંઈ જવાબ ન આપ્યો. પહેલીવાર તેને સમજાયું કે તે આજ સુધી ધારતી હતી તેમ નકામી નથી પણ કોક અણુ-મોલ શક્તિની માલીક છે.

જાઓ. મને ઉંઘ આવે છે. અચાનક તેનો નમ્ર સ્વર બદલાયો તેના અવાજમાં જરા સતા આવી.

રઘુનાથ ચુપચુપ ચાલ્યો ગયો. રાધા દ્વાર બંધ કરી નવા વસ્ત્રો સાથેજ પલંગ પર પડી. તેણે તેનાં જૂનાં વસ્ત્રો બાજુના દિવાન-ખાનામાંજ નાખી દીધાં હતાં. નવાં વસ્ત્રો પહેર્યા પછી તે તેને અડકી પણ ન્હોતી. પલંગ પર પડતાંજ તેની આંખો મીંચાઇ ગઇ અને તે ઉંઘમાં હસતી હસતી અનેક રમ્ય સ્વપ્નાં જોવા લાગી.

બેગમ કે બલા?



ભીખારણ નારંગીવાળી હવે રાજકન્યા જેવી મોહક લાગતી હતી. (૨૨)

"આ ચકલી આટલી જલદી પકડાવવાની આશા ન્હોતી." પોતાના ઓરડામાં જઇ વસ્ત્રો બદલી મ્હોમાં સીગરેટ નાખી આરામ ખુરશી પર આડો પડી રઘુનાથ વિચાર કરવા લાગ્યો જો યુવરાજને હમણાંજ એનો કબજો સોંપી દઇશ તો મારી યોગ્ય કદર થશે નહિ. એને થોડોક વખત ટટળાવી અને તેટલો નીચોવવાની જરૂર છે... રાધા લાગે છે તો ઉસ્તાદ! એને રણવાસના પાઠ ભણાવવાની જરૂર છે ને જો ઉસ્તાદ ન થાય ત્યાં સુધી એને મધુપુર લઇ જવામાં સાર નથી. આજ સુધી મેં ઘણા કાવાદાવા કર્યા. પણ કંઈ શુક્રવાર ન વળ્યો. રાધા મારૂં નસિબ પલટાવશે ખરી? કંઇક એવી શેતરંજ માંડવી જોઇએ કે જેથી મધુપુરનો કર્તા હર્તા વિધાતા હુંજ બની જાઉં—" તે બબડયોને ગંભીર વિચારમાં લીન થઇ ગયો.

# પ્રકરણ ૫ મું.

## ગંગા ડોશી.

રાધા બનીઠનીને આરામથી સુઇ ગઇ પછી રઘુનાથને ઉંઘ આવી નહિ. તેણે રાધાને સોનાની ચકલી માની હતી. જો તે અનાયાસે તરતા તરત મદનસિંહના હાથમાં જાય તો મધુપુરનો વિલાસી રાજ-કુમાર તેની સેવા બીજે દિવસે ભૂલી જાય તેથી તેણે રાધાને રાતો-રાત વિલાસ ભવનમાંથી કોઇ ગુપ્ત સ્થળે ઉપાડી જવાનો નિશ્ચય કર્યો. રાધા ભીખારી વેષમાં વિલાસ ભવનમાં આવી હતી. તેને નોકર ચાકરોએ જોઇ હતી પણ "હજુર" એ ભીખારણ પર મોહી પડયા છે તેની રઘુનાથ સિવાય કોઇને ખબર ન્હોતી.

રઘુનાથ પોતાની ઓરડીમાં જાગતો પડી રહ્યો. બે વાગે યુવરાજની મોટર આવી અને રાજેશ્રી તરતજ પોતાની પત્ની સાથે શયનગ્રહમાં ગયા રઘુનાથ જાણતો હતો કે યુવરાજ અથંગ શરાબી છે. તરતજ તે શરાબ પી ઉંઘી જશે તેને માટે રાત થોડી હતી અને વેષ ઘણા ભજવવાના હતા. ત્રણ વાગા સુધી વિચાર કરતો કરતો ને આરામ ખુરશી પર પડી રહ્યો. અંતે તે એક નિર્ણય પર આવ્યો અને ખોલીમાંથી બ્હાર નીકળ્યો.

"વિલાસ ભવન" ની ઝળા ઝળા કરતી વીજળીની બતીઓ બુઝાઇ ગઇ હતી. સર્વત્ર અંધકાર અને સુનકાર વ્યાપી ગયો હતો. રઘુનાથ દેશી રજવાડામાં રહીને ખંધો થઇ ગયો હતો. તેણે પૂર સાવધાનીથી નવી શેતરંજ ખેલવાનો ઠરાવ કર્યો હતો. તેથી તે ધીમે પગલે, બીલાડીની પેઠે રાધા જે ઓરડામાં સુતી હતી ત્યાં ગયો નવા આનંદના તાનમાં રાધા નવા વસ્ત્રોમાંજ પલંગ પર પડી હતી; રઘુનાથે તેના ઓરડાના દ્વાર પર ધીમેથી બે ત્રણ ટકોરા

માર્યા. ત્રણ કલાકની મીઠી ઊંઘ પછી રાધાની આંખ ઉઘડી ગઈ અને તે ધીમેથી બોલી: "કોણ ?"

"ખોલ. એ તો હું રઘુનાથ."

દ્વાર ખુલ્યું. રઘુનાથ ધીમે ડગલે ઓરડામાં ગયો. રાધા કંઈ સમજી નહિ. પણ જરા ડરી ખરી. આ અજાણ્યા સખસને આટલી રાતે પોતાના ઓરડામાં આવવા દેવામાં તેણે ભૂલ કરી એમ તેને લાગ્યું. પણ એ રઘુનાથને ના પણ શી રીતે પાડી શકે ? તે રઘુનાથના સીધા ઉપકાર નીચે હતી. તેના ભૂખ્યા પેટની ભૂખ રઘુનાથે ભાગી હતી. તેના મેલાં ઘેલાં વસ્ત્રોને બદલે રઘુનાથે તેને સુંદર વસ્ત્રોમાં સજ્જ કરી હતી. તે ગુપચુપ વીજળીની બતી સળગાવી ઉભી રહી.

"રાધા ! તારે સુખી થવું છે ?" રઘુનાથે રાધાની છેક નજીક જઇ કહ્યું. તેના સ્વરમાં નિખાલસતા અને આતુરતા હતી. રાધા બેબાકળી જેવી તેને જોઈ રહી.

"સુખી થવું કોને ન ગમે ?" તે બોલી.

"તો તારે હું કહું તેમ કરવું પડશે"

"શું કરવું છે ? બાપુ આવ્યા ?"

"બાપુ નથી આવ્યા. રાજા માણસને શું ? એ તો ઘડીમાં રાજી થાય ને બીજી ઘડીએ ભૂલી જાય. હજુ તને રાજ ખટપટનું ભાન નથી. રાજાના સ્વભાવ ચંચળ અને અસ્થિર હોય છે." રઘુ-નાથ હસ્યો. રાધાને તેની વાત સાચી લાગી.

"ત્યારે બાપુ મને નોકરી નહિ રાખે ?"

"તારે નોકરી કરવી છે કે રાણી થવું છે ?" રઘુનાથે બાળાના

હૃદયમાં ભયંકર ભાવના જન્માવી.

"હું રાણી થાઉં ! તમે ગરીબ માણસની મશ્કરી કરો છો."

"નહિ રાધા ! હું મશ્કરી કરતો નથી. જે વાત કરે તે ધીમેથી કરજે. જો સાંભળ. પરમાત્માએ તને રતિ જેવું રૂપ આપ્યું છે. બાપુએ તને જોતાં વાર ૧૦૦ રૂપિયાની નોટ શા માટે કાઢી આપી હતી તે તું જાણે છે ?"

"ગરિબ પર દયા કરીને."

"નહિ. તારી સુંદરતા પર મોહી પડીને. ગરીબ પર દયા કરવાને આ જમાનામાં શ્રીમંતોના ગજવામાંથી એક પાઇ પણ નીકળતી નથી. બાપુ તારા રૂપ પર મોહી પડયા છે. પણ જો તું હમણાં તેમની પાસે જશે તો બે દહાડામાં તારા પરનો મોહ ઉતરી જશે ને તું અમારા મધુપુરમાં સેકડો સ્ત્રીઓ સબડે છે તેમ સબડતી થઇ જશે."

રાધા વિચારમાં પડી. છેલ્લા ચાર પાંચ કલાકમાં તેને અવનવા અનુભવો થયા હતા. બે વર્ષોથી તે નારંગી અને કેળાં વેચતી થીએટર પાસેના ફુટ પાથ પર બેસતી હતી એટલે તેનામાં વહેવારૂ ડહાપણનો અભાવ ન્હોતો. તે સમજી કે રઘુનાથ કહે છે તે સાચું છે.

"હા. રાજા વાજા ને વાંદરાનો ભરોસો શો ?" તે બોલી.

"હવે સમજી તે ખરૂં. મારો વિચાર તને ખરી રાજ રાણી બનાવવાનો છે. રાધા ! જો તું મારૂં કહ્યું માનીશ તો લક્ષ્મી તને પગે લાગતી આવશે. તું ભલ ભલા પર સતા ચલાવી શકીશ ને યુવરાજ તું પાશે તેટલું પાણી પીશે." છેલ્લા શબ્દો તે બહુજ ધીમેથી, રાધાના કાન આગળ મ્હો લઇ જઇને બોલ્યો. કંગાળ

ફળ વેચનારી મુગ્ધાના દીલમાં રાક્ષસી મહત્વાકાંક્ષા જન્મી. "હું રાણી થઈશ." એ વાકય તેને સદેહ સ્વર્ગમાં લઇ જવાને પુરતું હતું. તેનામાં ઝાઝી પહોંચ ન્હોતી-તે મુત્સદીઓની રમત જાણતી ન્હોતી. પણ પોતાનો સ્વાર્થ ન સમજે એવી મૂર્ખ વ્યક્તિઓ દુનિયામાં કોઇજ હોય છે. રાધા રઘુનાથની વાતમાં રહેલો પોતાનો સ્વાર્થ બરાબર સમજી શકી

"તમે શું સલાહ આપો છો ?"

"તને હું અત્યારેજ મારી એક સગીને ત્યાં લઈ જવા માગું છું. ત્યાં તને ખાવા પીવાની કે પહેરવા ઓઢવાની અડચણ નહિ પડે એટલુંજ નહિ પણ તારો પડતો બોલ ઝીલી લેવામાં આવશે. તને રાજકુમારી પેઠે કેળવવામાં આવશે. મધુપુરના રાજકુમારને તું ગમે, તેના જીગર પર તારી સતા જમાવી શકે તે માટે તને ભણાવવાની જરૂર છે. તું ભણશે ને ?"

"હા." રાધા હસી. તે ભીખારી પિતાની પુત્રી મટી હવે રાજવંશી થતી જતી હતી; "મને ભણવાની બહુ હોંસ છે."

"એ હોંસ હું પાર પાડીશ. તને થોડા વખતમાં ગુજરાતી ને થોડું અંગ્રેજી શીખવી દેવા માટે હું એક માસ્તરણ રાખીશ. તે તને ગાતાં ને વગાડતાં પણ શીખવશે."

"હું વાજું વગાડીશ ?"

"હા. કેમ નહિ ? તું હુસિયાર તો ઘણી છે. તને શીખવવામાં આવે તો દીલરૂબા ને સીતાર વગાડતાં શીખીશ ખરીને ?"

"તમે એવી વાત કરો છો કે આ બધું સુખ મને મળશે કે કેમ તે વિષે મારી ખાત્રી થતી નથી."

"હું સોગનથી કહું છું કે મારો એક એક બોલ હું પાળીશ. મારી સરત એટલીજ કે તારે હું કહું તેમ કરવું."

"કબુલ."

"ચાલ ત્યારે. હમણાંજ આપણે આ બંગલામાંથી ચાલ્યાં જઇએ."

"ચાલો. આ કપડાં ?"

"રહેવા દે. તારી પાસે. હું તને બીજાં નવાં કપડાં અને અને દાગીના કાલે અપાવીશ."

"રાધા તરત તૈયાર થઇ. બંને ધીમે ડગલે છૂપાં છૂપાં "વિલાસ ભવન" ની બ્હાર નીકળ્યાં. સદ્‌ભાગ્યે થોડેક દૂર જતાં એક ખાલી વિકટોરિયા તબેલા તરફ જતી મળી ગઇ. રઘુનાથે એ ગાડી ભાડે કરી લીધી અને તે રાધાને લઇ સાડા ત્રણ વાગાને સુમારે ગીરગામ આવ્યો ગીરગામ બેકરોડના નાકા પરની એક ત્રણ માળની મોટી ચાલી આગળ તેણે ગાડી ઉભી રખાવી અને ભાડું ચૂકવી. રાધાને લઇ ને બીજે માળે ગયો.

"ગંગા બા! —" તેણે એક દિવાનખાનાના બારણા ખખડાવી બુમ પાડી. બે ત્રણ બુમ પાડયા પછી એક ડોશીએ બારણાં ખોલ્યાં ને રઘુનાથને જોતાં વાર તે ઓછી ઓછી થઇ જઇ બોલી: "ઓહો! રઘુનાથભાઇ! તમે અત્યારે અમ ગરિબને ત્યાં કયાંથી ?"

"ચાલ રાધા! તારે શરમાવાની જરૂર નથી. ગંગાબાનું ઘર આપણુંજ છે" તેણે રાધાનો હાથ પકડી તેને દિવાનખાનામાં લીધી. ગંગા ડોશીએ બારણાં બંધ કર્યાં ને ત્રિપુટી ખુરશી પર બેસી વાતે વળગી.

"જુઓ ગંગા બા ! આ છોકરી હું તમને સોંપું છું. એને જરા પણ દુઃખ પડવું ન જોઇએ." રઘુનાથે વાત શરૂ કરી.

ગંગાએ રાધાને નખથી શિખા પર્યંત જોઇ લીધી.

"એ કોણ છે?"

"એ કોણ છે તે જાણવાની જરૂર નથી. એનું નામ રાધા! એમજ માનજો કે એ મારી બ્હેન છે યા દીકરી છે! તમારે ખર્ચની ચિંતા કરવાની નથી. હું તમને હાલમાં પાંચસો રૂપિયા આપી જાઉં છું–"કહી તેણે ગજવામાંથી સો સોના પાંચ ટુકડા કાઢી ગંગા ડોશીના હાથમાં મૂકયા. નોટોનો સ્પર્શ થતાં ડોશી બદલાઇ ગઇ. તેનામાં નવું ચેતન આવ્યું. તેના દીલમાં રાધા માટે અચાનક અનહદ પ્રેમનો ઝરો ફુટી નીકળ્યો.

"તમારે બ્હેનની જરા પણ ચિંતા ન કરવી." તે બોલી.

"એને ભણાવવા માટે કાલે હું માસ્તરણ નીમી જઇશ. ટુંકમાં એને રાજકુમારી પેઠે ઉછેરવાની છે સમજયા?"

"જી–" ડોશીએ વિવેક કર્યો.

રાધા આ વાત સાંભળી છક્ક થઇ ગઇ. તેના નસિબનો સીતારો અચાનક ચમકી ગયો તે માટે તેનો હર્ષ તેના દીલમાં માતો ન્હોતો.

"તમે અહિં મને મળવા નહિ આવો?" તેણે જરા કરણ સ્વરે પુછ્યું.

"આવીશ ને. હું વારંવાર તારી ખબર લેતો રહીશ. તું જલ–દીથી ભણી ગણીને પોપટ થઇ જઇશને?" રઘુનાથ હસ્યો. રાધા પણ હસી. બીજી થોડીક વાતચીત કરી રઘુનાથે રજા લીધી અને રાધા ગંગા ડોશીના ઘરની નિવાસી થઇ.

# પ્રકરણ ૬ ઠું.

## મદનસિંહની લીલા.

રઘુનાથ રાધાને ગંગા ડોશીને ત્યાં મૂકી આવ્યો. આ વાતની મદનસિંહને બીલકુલ ખબર ન પડી. રાજેશ્રી નાટકમાંથી આવી શરાબ ઢીંચીને રઘુનાથની ધારણા પ્રમાણે બીજે દિને સ્હવારે દશ વાગ્યા સૂધી પલંગ પર ઘોરતા પડી રહ્યા હતા. સ્હવારે દશ વાગે એની આંખો ખુલી એનું ચૈન ઉતર્યું. આંખો પર હજુ જરા જરા ભાર હતો. માથું સ્હેજ દુઃખતું હતું પણ એ તો રોજની ઉપાધિ હતી. એ ઉઠયો. અને ચંગ વગાડતાની સાથે હજુરિયો દાતણ પાણીનો સામાન લઇ હાજર થયો. મદનસિંહે પીડા ટાળતો હોય તેમ મ્હો સાફ કર્યું ને તરત રાજેશ્રી "બ્રેકફાસ્ટ રૂમ"માં અંગ્રેજી નાસ્તો લેવા ગયા. તેની પત્ની અને દાસી ત્યાં હાજર હતી ટેબલ પર નાસ્તો તૈયાર હતો. મદનસિંહે પ્રથમ શેમ્પેનનો એક પેગ પી મંગલાચરણ કર્યું અને પછી નાસ્તો લઇ, મ્હોમાં હવાના ચીરૂટ નાખી તે દિવાનખાનામાં ગયો. રૅાકીંગ ચૅર પર ઝૂલતો ઝૂલતો તે ચીરૂટના ધુમાડા કાઢવા લાગ્યો અને એ ધુમાડાના ગોટામાંથી રાધાની મૂર્તિ એની નજર સામે ખડી થઇ. બાજુમાં પડેલા રાઉંડ ટેબલ પરની ઘંટડી પર એણે હાથ માર્યો. બીજી પળે એક નોકર ઝૂકી ઝૂકીને સલામ કરતો હાજર થયો.

"રઘુનાથને બોલાવ."

"જી બાપુ!" નોકર ગયો. બે ત્રણ મિનિટમાં રઘુનાથ નમન કરતો આવી લાગ્યો. નોકર બ્હાર ગયા પછી મદનસિંહે પૂછ્યું: "કેમ રઘુનાથ! પેલીનું કર્યું?"

"આપની સેવા બજાવવાને સેવક બનતું કરી રહ્યો છે." કહી રઘુનાથે ખંધું હાસ્ય કર્યું.

"મને એવી અસ્પષ્ટ વાત ન જોઇએ સીધી વાત કર. એ કોણ છે?"

"નારંગીવાળી!"

'તે તો હું પણ જાણું છું." મદનસિંહ ગુસ્સે થયો: "એ કોની છોકરી છે?"

"એક ગરીબ મીલ મજુરની."

"તું એના બાપને મળી આવ્યો?"

"જી નામવર!'

"તને શું લાગે છે? એ સીધી રીતે માને એમ છે કે નહિ?"

"નામદાર! તમે સારી પેઠે જાણો છો કે એ બદમાસ ગરીબોમાં પવિત્રતાની જબરી ધૂન હોય છે એ લોકો ભૂખે મરી જશે પણ પોતાની રૂપવતી દીકરીનું શિયળ નહિ વેચે."

"ત્યારે બળાત્કારથી ઉપાડી લાવ."

"વહેલા મોડા એજ રસ્તો લેવો પડશે. પણ આ બ્રિટિશ હદ છે. મધુપુરની હકુમત હોત તો પાનને ચુનો લગાડવા જેટલી વારમાં તમારી માશુકને પકડી લાવત. અહિં તો મુંબઇની પોલિસ ને સી. આઇ. ડી. સાથે પાનું પાડવાનું છે' રઘુનાથે રાજકુમારના પ્રેમ માર્ગમાં કેટલા કાંટા વેરાયા છે તેનું ભાન કરાવવા માંડયું.

મદનસિંહ ગંભીર થયો તેને એક યુવતીની તાલાવેલી લાગ્યા પછી તે ન મળે ત્યાં સુધી શાંતિ વળતી નહિ. આવા કામમાં ઢીલ

થાય તે રાજેશ્રીને ગમતું નહિ. રઘુનાથની વાતે એને વિચારમાં નાખ્યો.

"જર ચાહે સો કર, રઘુનાથ! આ મહાન મંત્ર શું નથી કરી શકતો?" તે બોલ્યો.

"ખરું બાપુ! પૈસાથી પરમાત્મા પણ વશ થઇ જાય છે. પણ મારી પાસે પૈસા કયાં છે?" રઘુનાથે દાવ જોઇ સોગઠી મારવાની વેતરણ કરી.

"તને કેટલા જોઇએ છે?"

"હમણાં પાંચેક હજાર બસ છે"

"ઠીક છે. મારા ડગલામાંથી ચેક બુક ને ફાઉન્ટન પેન લાવ–" મદનસિંહ બબડયો.

રઘુનાથે તરત જોઇતી સામગ્રી રજુ કરી ને મદનસિંહે વગર વિચારે રઘુનાથને પાંચ હજારનો ચેક ફાડી આપ્યો.

"બાપુ! એક અરજ—"

"શું છે?"

"એને જાળમાં સપડાવવા માટે મારે અહિ રહેવું પડશે."

"રહેજે. હું તારી એક મહિનાની રજા મંજુર કરું છું. એટલા વખતમાં નહિ ફાવે તો મને મધુપુર પત્ર લખજે."

"જી...પણ બાપુની સેવા કરતાં હું અહિંની ચાલાક પોલીસના હાથમાં ફસી ગયો તો?" રઘુનાથે પૂરો વેષ ભજવવાનો નિશ્ચય કર્યો હતો.

"તો હું તારો વાંકો વાળ નહિ થવા દઉં ગમે તે ભોગે હું તને બચાવી લઇશ."

"અમર રહો, બાપુ ! અમર રહો–" રઘુનાથ પ્રિન્સને આશિષ દેતો દિવાનખાનામાંથી વિદાય થયો.

રાજકુમારની ચંચળતા પળે પળે વધવા લાગી. અને એ અશાંતિ ટાળવા માટે તેણે શરાબ ઢીંચવા માંડયો. બપોરે બે વાગે "ડીનર" પેટમાં ગયું ને પછી રાજકુમાર પાછા પોઢી ગયા.

પાંચ વાગે એને મધુપુર સ્ટેટની મુંબઇમાં વસતી પ્રજા માનપત્ર આપવા આવવાની હતી. પલંગ પર પડયા પહેલાં તેણે પોતાના નોકરોને ડેપ્યુટેશનના સત્કાર માટે યોગ્ય બંદોબસ્ત કરવાની આજ્ઞા કરી હતી. એ સાડાચાર વાગે ઉઠયો ત્યારે વિલાસ ભવનના મુખ્ય દિવાનખાનાની શોભા ઔર વધી ગઇ હતી હજુ સૂર્ય નારાયણ પશ્ચિમમાં ગયા ન્હોતા છતાં વીજળીના ઝુમ્મરો સળગી ગયા હતા અને જાણે રાજકુમારના લગ્ન હોયની એવો ઠાઠ જામી ગયો હતો. એણે તંગ પાજામો પહેર્યો, કેમબ્રીજના ખમીશ પર રીબનનું જાકીટ ચઢાવ્યું અને ઉપર નીઝામ ફેશનનો રેશમી ડગલો પહેરી માથા પર રાજવંશી સાફો બાંધ્યો. ટૂંકી વાંકડી મુછો આમળતો ગૌરવ ભર્યાં ડગલાં ભરતો તે દિવાનખાનામાં ગયો ત્યારે ડેપ્યુટેશનના ગ્રહસ્થો આવી ગયા હતા. મદનસિંહના ખાનગી સેક્રેટરીએ બધાનું સ્વાગત કરવામાં કંઇ મણા રાખી ન્હોતી. રાજકુમાર દિવાનખાનામાં દાખલ થયો. એણે મીઠી નજરે બધાની સલામો ઝીલી અને ખાસ આસન પર જઇ બેઠો. મધુપુરની મુંબઇમાં વસતી પ્રજાના ડેપ્યુટેશનના નેતાએ ત્યાર પછી માનપત્ર વાંચી સંભળાવ્યું. એ માનપત્રમાં આ જુલમી,

નિર્દય, લાગણી હીન વિલાસી કુતરાને "ગૌબ્રાહ્મણ પ્રતિપાળ વિક્રમ અને ભોજ સમા વિદ્યાવિલાસી તથા કરણ જેવા દાતાર"ની જુઠી ઉપમાઓ આપી હિન્દુસ્થાનમાં પ્રતાપી પૂર્વજોની નિર્દય મશ્કરી કરવામાં આવી હતી. એ અનેક ઉપમાઓ સાંભળી હરખ્યો–મલકાયો અને હસતે ચહેરે જવાબ આપવા ઉઠયો. તેણે ડેપ્યુટેશનને ખાત્રી આપી કે "હું આપણા પૂર્વજોના પ્રતાપી સૂત્રો પ્રમાણેજ પ્રજાને સંતતી પેઠે પાળીશ પ્રજાના કલ્યાણમાં રાજ્યનું કલ્યાણ ગણીશ ને પ્રજામતને માન આપી, પ્રજાને સંતોષવા માટે તન મન ધન પટકી નાખીશ." આ શબ્દો પાછળ તાળીઓની ગર્જના થઇ. ડેપ્યુટેશન અને સભામાંના બીજા ગ્રહસ્થો ખુશ ખુશ થઈ ગયા. તેમને મદનસિંહ દેવાંશી રાજકુમાર જણાયો. વર્તમાનપત્રોના રિપોર્ટરોની કલમે ત્વરિત વેગે આ ઉદ્દગારો નોંધી લીધા. ડેપ્યુટેશનનું માનપત્ર અને યુવરાજનો જવાબ અક્ષરશઃ વર્તમાનપત્રોમાં બીજે દિને ભમરડા જેવા મથાંળા સાથે છપાય તે માટે દરેક રિપોટરના ગજવામાં પચાસ પચાસ રૂપયાની નોટ પડી. અને બધા શરાબ, રોઝબરી, આઇસક્રીમ, બરફી પેંડા, આદિ અનેક ખાદ્ય અને પેય પદાર્થોમાંથી પોતાને મન પસંદ વસ્તુઓ ઉડાવવા લાગ્યા.

આ ધાંધલમાં રાતના આઠ વાગી ગયા. રિપોર્ટરો અને કેટલાક પ્રતિષ્ઠીત મુંબઇગરાઓએ વિદાય લીધી. પ્રિન્સના ખાસ માનીતા માણસોજ દિવાનખાનામાં રહ્યા. એ બધાની નજર દિવાનખાનાના દ્વાર પર આતુરતાથી ચોંટી રહી હતી.

અરધો કલાક બધા ટળવળ્યા ને અંતે તેમની આશા ફળી સાડા આઠ વાગે મુંબઇની મશહુર તવાયફ છન્નીજાન હસતી હસતી દિવાનખાનામાં તબલચી અને સારંગીવાળા સાથે દાખલ થઈ અને

દિવાનખાનાની મધ્યમાં સુંદર ગાલીચા પર જઇ બેઠી.

એ હૉલની મધ્યમાં મ્હોંમાં પાનની પટી નાખી બેઠી હતી. તેની પાછળ તબલચી અને સારંગીવાળો ગોઠવાયા. છન્ની જાન યુવાનીના પુર બ્હારમાં હતી તેની નસેનસમાં જોબનનો ઝંકાર હતો તેના ઉન્નત ઉરજ ભલભલાને ચકરાવી નાખે એવા હતા. તેની પીઠ પર તેના લાંબા વાળની ચોટી લટકતી હતી. તેનું મ્હો ગોરૂં અને ઘાટીલું હતું. ગાલ પર પંજાબની તંદુરસ્ત હવાની મોહક લાલી હતી. કુદરતેજ એને મદીલા નેત્રો બક્ષીસ કર્યાં હતાં. એ નેત્રો કાજળથી વધુ ઘેરાં ને મદીલાં થયાં હતા એના કંઠમાં અજબ મીઠાશ હતી. રૂપ યૌવન લાવણ્ય અને સંગીતને પ્રતાપે તે મુંબઇના શ્રીમંતો પર રાજ્ય ચલાવતી. એનો ખુલખુલી શરોદ, એની આંખના ચમકારા, એની જુવાનીની મસ્તી અને એના મોહક અંગ મરોડ જોઇને ભલભલા રૂષી મુનીઓ પોતાના તપને ગંગા નદિના વહેતા પૂરમાં ફેંકી દેવાને તૈયાર થતા.

તાલસુર મેળવાયા ને છન્ની જાને પોતાના મધુર હલકે ગાયન છેડ્યું:

"નિગાહે યારકી બીજલી
ઉધર ચમકી ઇધર તડપી....

## પ્રકરણ ૭ મું.

### મધુપુર સ્ટેટ.

ખંધો રઘુનાથ ફાવ્યો. કામાંધ મદનસિંહ તેની બાજી સમજ્યો નહિ. પેલી સુંદર નારંગીવાળી—રાધા—ના રૂપ અને જોબન પર તે મુગ્ધ થઇ ગયો હતો. તેણે રઘુનાથની એક મહિનાની રજા મન્જુર કરી પાંચ હજારનો ચેક ફાડી આપ્યો, રઘુનાથ મલકાઇ ગયો. રાધાને તેણે મનમાં આશિષ દીધી અને "બાપુ"ને "ઘણી ખમ્મા" ચાહી.

બે ચાર દિવસ મુંબઇમાંની પોતા રંક પ્રજાના પૈસાનું પાણી કરી મધુપુરનો ભાવી રાજા પોતાની પત્ની સાથે પોતાના રાજ્યમાં ગયો. મધુપુરના સ્ટેશનપર રાજ્યના દિવાને તેનું સ્વાગત કર્યું હજુરીઆઓએ ઝૂકી ઝૂકીને સલામ કરી અને યુવરાજ મોટરમાં બેસી રાજમહેલમાં ગયો.

આ પ્રસંગે મધુપુર રાજયની થોડીક હકીકત વાંચનારને જણાવવાની જરૂર છે મધુપુરનું દેશી રાજ્ય સુરત જીલ્લામાં આવેલું હતું અને મુંબઇ સરકાર સાથે તેને સંબંધ હતો. ત્યાંનો હાલનો રાજા ફતેહ-સિંહ વૃદ્ધ થઇ ગયો હતો. જુવાનીમાં તેણે અનેક જાતની ભસ્મો ખાઇને કામદેવની પૂજા કરી હતી અને રતિપતિએ તેની એ પૂજાથી પ્રસન્ન થઇ તેને અકાળે વૃદ્ધાવસ્થા નબળાઇ અને ઝેરી રોગોના વરદાન દીધા હતા. ફતેહસિંહની વય હાલમાં પચાવન વર્ષની હતી. શરીર પાતળું રોગી, હાડપિંજર જેવું થઇ ગયું હતું આંખો પર ચસ્મા ચઢાવવા છતાં તેનાં નેત્રો દશવારથી દૂર જોઇ શકતા નહિ. તેના જનાનખાનામાં આઠ રાણીઓ હતી અને બીજા જનાનખાનામાં ચારસો પાંચસો રખાતો હતી. આ આખી ફોજને પાળવાનો ખર્ચ મધુપુરની ગરીબ ખેડુત પ્રજા પર પડતો હતો. રાજાની માનીતી રાણીઓ અને રખાતોએ પોતપોતાના વખતમાં મન ગમતી જહાંગીરી ચલાવી લીધી હતી. જે બીનો

સીતારો જે વખતે ચમકાવ્યો ત્યારે તેણે રાજ્યની નોકરીમાં પોતાના માણસો ભર્યા હતા અને રાજાની આંખને તે અપ્રિય થઇ પડતાં તેના માણસોને પણ પેંડા મળ્યા હતા. હવે રાજા વાનપ્રસ્થી થઇ બેઠો હતો. તેને સંસાર પ્રિય ન્હોતો એમ ન્હોતું પણ તે સંસાર માટે નાલાયક થઇ પડયો હતો. તેની રખાતો અને રાણીઓ હજુરીઆથી માંડીને દિવાન સુધીના અમલદારોમાથી ગમે તેને પોતાના આશકો બનાવી બેઠી હતી. અને ફતેહસિંહની નજર પાછળ આખા રાજમહેલમાં વેશ્યા વાડાની ભ્રષ્ટતા વ્યાપી ગઇ હતી.

રાજ કારભાર પર રાજા ધ્યાન આપવાને લાયક ન્હોતો, પ્રથમ-થીજ તેણે શરાબ અને સુંદરીની પાછળ ફકીરી લીધી હતી એટલે તે રાજતંત્ર ચલાવવાને લાયકજ ન્હોતો. કોઇની નીંદક લુલી એમ પણ બોલતી હતી કે ફતેહસિંહની મા વાંઝણી હતી. તેણે તેના ભોળા પતિને ભમાવી ગર્ભવતી હોવાનો ડોળ કર્યો હતો અને નવમે મહિને કોઈ ઘાંચણના દીકરાને રાજપુત્ર તરીકે ઠેસવી દીધો હતો.

ફતેહસિંહ રાજાનો પુત્ર હોય કે ઘાંચીનો દીકરો હોય! ગમે તે હોય. પણ તે દૈવયોગે રાજા થયો. રાજા થઇને તેણે રાજ્યની તીજોરીમાં પડાય તેટલા કાણાં પાડયા. પૈસાને માટે બે ત્રણ ગામડાં બ્રિટિશ હદમાં વસતા એક શ્રીમંત પારસી વેપારીને લખી આપ્યા. સતા અને લક્ષ્મીથી જેટલી પાશવતા ભોગવી શકાય તેટલી તેણે ભોગવી અને હવે તેનું આખું શરીર ઝલાઈ જવાથી તે રાજ મહેલમાં નજર કેદી જેવો પડી રહેતો હતો.

મદનસિંહ એવા રાજાનો દીકરો હતો. તેનું બાળપણ હલકી ખવાસણો અને ખુશામતી હજુરીઆઓની કેડ પર ગયલું. તે પંદર વર્ષનો થયો ત્યારથી પુષ્પધન્વાનો અવતાર લઇ બેઠો હતો મદ્નપુરની પ્રજાને પેટે કોઈ ખુબસુરત રમણી પાકે

તેને ત્યાંની પ્રજા આપરૂપ ગણતી મદનસિંહની ગામી આંખો રાજ્યની એકેએક પરીપર ઘુમતી રહેતી નગરશેઠથી માંડીને કંગાળમાં કંગાળ ખેડૂત સુધી બધા એની હાકથી થરથરતા એ ગમે તેને બોલાવીને વગર ગુન્હે ગમે તેટલા પૈસા ઓકાવતો ને જો કોઇ ના પાડે તો તે હતભાગીને વિના વાંકે અધારી કોટડીમાં કેદ કરતો. તેનો બાપ અપંગ થયા પછી તેને કોઇનો ડર રહ્યો ન્હોતો. દિવાનમાં કે કોઇ અમલદારમાં કોઇપણ જાતનું મીઠું ન્હોતું. બધા પ્રજાને પીડવામાં ઉસ્તાદ હતા. મધુપુરનો બે બદામનો સીપાઇ જો મદનસિંહનો માનીતો હોય તો નગર શેઠનું ભર બજારમાં અપમાન કરી શકતો.

આ સ્ટેટની વાર્ષિક મહેસુલ ૪૦ લાખ રૂપિયાની હતી પણ પ્રજા કલ્યાણ માટે ભાગ્યેજ કંઇ ખર્ચ થતો. ફતેહસિંહે પચીસ વર્ષ પહેલાં રાજમહેલને વિસ્તૃત બનાવવાની શરૂઆત કરી હતી અને પચીસ વર્ષ સુધી મહેલના સમારકામ પાછળ લાખો રૂપિયાની હોળી થવા છતાં હજુ રાજમહેલ પૂરો થયો ન્હોતો. મદનસિંહે રાજ્યમાં કોઇ પણ સખસ પાસે પૈસાનો વધુ બોજો રહેવા ન દેવાના સોગન લીધા હતા. માથા વેરો, પીઠ વેરો. પુછડા વેરો, ચણ વેરો, વિ. ભલભલા નાદીરશાહ ને ઔરંગઝેબને ભૂલાવે એવા કરો મધુપુરના યુવરાજના બાહોશ ભેજાએ શોધી કાઢયા હતા. પ્રજા તેના જૂલ્મથી ત્રાસી ગઇ હતી. મધુપુરને તાબે ૫૦ ગામડાં હતાં. એકવાર આખા રાજ્યની વસ્તી ૫ લાખની હતી. વેપારીઓ રાજાના જૂલ્મથી ત્રાસી જઇ બ્રિટિશ હદમાં જઇ વસ્યા હતા. પણ ગરીબ ખેડૂતો બિચારા કયાં જાય ? એ વાચા વિનાના કંગાળો ઉંડી હાય નાખતા ટાઢ તડકો વેઠી લોહીનું પાણી એક કરતા અને તેમની મહેનત રાજ્યનો નીચ માલીક ખાઇ જતો.

મધુપુર સ્ટેટ વિષે આટલી માહિતિ હાલ તુરત બસ છે.



પોતાનું અણમેલ સૌંદર્ય આયનામાં જોઇ તે મલકાઇ મલકાઇ જતી. (૪૧)

## પ્રકરણ ૮ મુ.

### અહિં કે ત્યાં?

રઘુનાથ ગંગા ડોશીને ત્યાં રાધાને મૂકી ગયા પછી બે ત્રણ દિવસ સુધી તે તરફ ફરકયોજ નહી! એ બે ત્રણ દિવસમાં ગંગાડોશીએ રાધાને ગાંડી ઘેલી કરી મૂકી સ્હવારના પહોરથી રાતના બાર વાગ્યા સુધી રાધા અયશઆરામજ ભોગવતી પ્રભાતમાં ઉઠતાંવાર ગંગાડોશીની નોકરડી તેને માટે ચ્હા અને સ્વાદિષ્ટ નાસ્તો તૈયાર રાખતી પછી રાધાને ગમે એવાં વસ્ત્રોની કબાટ તેની સામે ખુલ્લી થતી અને તેને ગમે તેવી સાડી ને પોલકાં પહેરી પોતાનું અણમોલ-સૌન્દર્ય આયનામાં જોઇ તે મલકાઈ મલકાઇ જતી. વિધિએ ઉદારતાથી તેનાપર સુંદરતાનો ઘડો ઢોળી દીધો હતો તે વાંચનાર જાણે છે. એની જુવાની ફૂટતી આમ્રમંજરીની પેઠે ધીમે ધીમે હમણાંજ ખીલવા લાગી હતી. યથેચ્છ ખાનપાન અને આમોદ પ્રમોદથી સ્વભામાં ફકત બેજ દિવસમાં અજબ આકર્ષણ આવી ગયું. તે સમજી ગઇ હતી કે તે સુંદરી છે. તેની સુંદરતાપર એક રાજકુમાર મોહી પડયો છે તે વખત જતાં રાજરાણી થવાની છે. આવા ખ્યાલથી તેના સ્વભાવમાં પણ ફેર પડી ગયો હતો. હંમેશની નમ્ર અને મ્હેણાં ટોણાં ખાવાને ટેવાઇ ગયલી રાધા હવે કંઇક ગુમાની અને સન્તાદર્શક સ્વરવાળી થઇ હતી. સામાન્ય કામ પણ તે હાથે ન કરતાં દાસીને ચીંધતી. હવે તેનાથી પાણીનો પ્યાલો પણ ઉપડતો નહિ. કામાટીપુરાની ભયંકર ગલીમાં અંધારી કોટડીમાં સબડતી ભીખારણ હવે આલીશાન દિવાનખાનામાં મહાલતી હતી. તે આ નવો વૈભવ જોઇ છકી ગઈ ન્હોતી પણ પોતે તુચ્છ સ્ત્રી નથી એટલુંજ બતાવવાની રસિયણ થઈ હતી તેનું વ્યકિતત્વ બે દિવસમાં તેની જાણમાં આવ્યું હતું તે નાખી દેવા જેવી નકામી બે બદામની

બીખારણુ નથી તેનું તેને ભાન થયું હતું અને તેથી તે ગંગાડોશીના ઘરમાં રૂઆબ જમાવી રહી હતી.

ગંગાડોશી જમાનાની ખાધેલ પચાસ પંચાવન વર્ષની બુઠ્ઠી હતી. અસલ તે જામનગરની વતની હતી. તેના માબાપે તેની સોળ વર્ષની જોબનવંતી દેહ મુંબઇના એક શ્રીમંત બુઠ્ઠાને આઠ હજારની કિમ્મતે વેચી હતી. અને વૃધ્ધ પતિના રાજમાં ગંગાએ એવા એવાં કામો કર્યાં હતાં કે જેની ટીપ લખતાં આ નવલકથાની લંબાઈ ભયંકર હદે વધી જવાનો ભય રહે છે. તેણે પતિના ઘરમાં આવતા વારજ પોતાનું પોત પ્રકાશ્યું. પતિની બીક તજી યથેચ્છ રીતે જોબનના લ્હાવા લૂંટવા માંડયા. પોતાના પતિની દોલત તેના યારો ખાઈગયા એવામાં તેનો પતિ સટ્ટામાં પાયમલ થયો અને હાર્ટફેલથી મરણ પામ્યો. પચીસ વર્ષની વયે દમડી વિનાની ગગા વિધવા થઇ. પણ તેને પતિની કે તેની ગયલી લક્ષ્મીની દરકાર ન્હોતી. તે હવે પ્રૌઢા બની હતી. સંસારના રંગ ઢંગ શીખી ગઇ હતી. તરતજ તેણે નવી શેતરંજમાં નવા દાવ ખેલવા માંડયા. વિધવાને શોભે એવાં કાળાં વસ્રો પહેરી દેવ મંદિરે રખડી ભકતાણી તરિકે પ્રતિષ્ઠા જમાવી. સ્વામી નારાયણ કે વૈષ્ણવ-રામ રામ વાળા કે જે સીતારામ વાળા-બધાના સંઘોમાં તે ભળવા લાગી અને બધાયની માનીતી થઇ પડી. તેના ચિત્ર વિચિત્ર જીવનનું ભયકર ચિત્ર દોરવા કરતાં અમે એટલુંજ જણાવીશું કે તેણે અનેક સ્રીઓને અનેક જાતની લાલચો આપી તેમની પવિત્રતા વેચી પોતાની તીજોરી ભરી હતી અને પ્રતિષ્ઠીત ભકતાણી ગણાઇને એ બદમાસ બલા હજુ સુધી એ ધીકતો ધંધો ચલાવની હતી દેશી રાજાઓને મુંબઇના લ્હેરી શ્રીમતો તેની ખુશામદ કરતાં; પોલિસ તેનુ નામ લઇ શકતી નહિ.

મહારાજોના મંદિરમાં તે પરમ ભકતાણી ગણાતી અને સુંદરી સંઘ "મંગાબા" કહીને તેના પરથી વારી જતો.

બારે ગાંઠ પુરી ગંગા ડોશી પચાસ પંચાવન વર્ષની ભરતીમાં આવી હતી.

તેનું શરીર જાડું અને પેટ ફુટબોલ જેવું થઈ ગયું હતું. મ્હો પર જરા જરા કરચલી વળી હતી. આંખોમાં વૃધ્ધાવસ્થા થવા છતાં કામ વાસના સ્પષ્ટ જણાતી હતી. યથેચ્છ ખાનપાનથી તેની તબિયત ટકી રહી હતી અને ખોટા દાંતના ચોકઠાં તથા વાળ કાળા કરવાની "ડાઈ" વાપરીને તે જુવાન ગણવાના વલખાં મારી રહી હતી. બહાર જતી વખતે તે હંમેશાં કાળું છાયલ પહેરતી અને હાથમાં તુળસીની માળા લેવાનું કદિ પણ ભુલતી નહિ. કોઈ નવા માણુસ સાથે વાત કરતાં તે માળા ફેરવીજ જતી. તેના મ્હો-માંથી કલાકમાં સાઠ વાર શ્રીનાથજી બાવાને જયશ્રીકૃષ્ણના મંત્ર નીક-ળતા પણ વસ્તુત: તેનું જીવન નીચતા, દંભ અને પાશવતાની મૂર્તિમંત્ર સ્વરૂપ જેવું હતુ.

રાધાને જોઈને તેણે તેની કિમ્મત એક લાખ રૂપિયાની આંકી હતી. રઘુનાથે એ બદમાસ ડોશી દ્વારા અનેકવાર મધુપુરના દુરાચારી રાજકુમારની વાસના તૃપ્ત કરી હતી એટલે ઉભય એક બીજાને ઓળખતા હતા. રઘુનાથે ગંગાને પાંચસો રૂપિયા આપ્યા તેથી ડોશી રાજી થઈ ન્હોતી પણ "આ તો પાશેરામાં પહેલી પુણી છે" એમ ગણીને મનવાળી લીધું હતું. રાધાને સ્હવારે પુર બ્હારમાં જોઈ ત્યારથીજ તે પોતાની નવી નવી બાજી ગોઠવી રહી હતી. આ ખુલબુલ મધુપુરના રણવાસમાં જાય કે મુંબઈના વેશ્યાખાનામાં સડીને મરી જાય તેની ગંગાડોશીને લેશ માત્ર દરકાર ન્હોતી તેને તો સોના રૂપાના સીકકાનીજ પરવા હતી. રાધા તેના ઘરમાં આવી

ત્યારથી તે આ સોનાની ચલ્લીને કયા પિંજરમાં ખેલાવવી તેનો વિચાર કરી રહી હતી.

બે ત્રણ દિવસમાં તેણે રાધાને પોતાની કરી લીધી રાધાએ એ ત્રણ દિવસમાં રોજ નાટક સીનેમા જોયા. વિક્ટોરીઆ ગાર્ડન, હેંગીંગ ગાર્ડન અને પાલવા બંદરપર સહેલ કરી. તાજમહાલ અને ગ્રીન હોટલના આઇસક્રીમો ખાધાં ને જાણે હમણાંથીજ રાજરાણી બની ગઇ હોય તેમ પેટ્રોલની દરકાર કર્યા વિના ગમે ત્યાં મોટર દોડાવી. ગંગાડોશીએ જાણી જોઇને પોતાના ગાંઠના બસો ત્રણસો રૂપિયા રાધાની પાછળ વેડરી નાખ્યા. વ્હાઇટવે લેડલો ને ઇવાન્સ ફ્રેઝરને ત્યાંથી રાધા માટે નવાં કપડાં બુટ, મોજા ને સેંટ લવંડર ખરીદાયાં. મીલ મજુરની પુત્રી અહિં જીવનનો બીજો પાઠ ભણી રઘુનાથે આપેલા પાંચસો રૂપિયા ગંગાડોશીનો ખર્ચ જોતાં કોડી કિમ્મતના નથી એની તેની ખાત્રી થઇ ગઈ આ ડોશી તેની પાછળ શા માટે આટલી બધી મરી પડતી હશે? એવો તેને વિચાર આવ્યો પણ હવે તે ખેલાડી બની હતી તે પોતાની જાતને અણુમોલ માની રહી હતી તેથી ડોશી તેના પર ઉપકાર કરે છે, એમ માનવાની તેના જીગરે સાફ ના પાડી તે ઠંડે કલેજે મફતની મઝાનો રસપૂર્વક ઉપભોગ કરી રહી.

"કેમ દીકરી! કોનાં ઘર સોભાવશો? મધુપુરના રંડીબાજ રાજકુમારના કે કોઇ છેલ બટાઉ મુંબઇગરાના?" ત્રીજે દિવસે રાતે અગિયાર વાગે બ્હાર ફરી આવ્યા પછી ગંગાડોશી રાધાને પોતાના એકાંત શયનગૃહમાં લઈ જઇ તેના જાદુભર્યા નયનો તરફ જોઈ વ્હાલથી હસતી હસતી બોલી.

"નસિબમાં હશે તે થશે માજી!" રાધાએ સ્મિતભર જવાબ આપ્યો

"જો બ્હેન! મારે દીકરી નથી. હું સમજું છું કે ઘણે

ઘડપણ દીકરી મળી; નહિ તો તારો રઘુનાથ શું આપી ગયો છે તે તું જાણે છે—"

"તમે શા માટે મારી પાછળ ઉડાઉ ખર્ચ કરો છો?" રાધા ડોશીનો ઉપકાર સ્વીકારવા માંગતી ન્હોતી તેથી જરા ગુસ્સે થઈ બોલી: "રઘુનાથ આવશે ત્યારે તમારી પાઇએ પાઈ તે ચૂકવી આપશે."

ડોશીને એનો મિજાજ ન ગમ્યો. જો ટેવાયલું પક્ષી હોત તો તે તેજપળે રાધાને બે તમાચા લગાવી દેત. પણ હજુ રાધા તેના તાબામાં આવી ન્હોતી તેથી તે જેમ તેમ લોહીનો ઘુંટડો ગળી ગઈ.

"એ કેટલા રૂપિયા ખર્ચી શકશે? તું જાણે છે તો ખરી કે એ મધુપુરના રાજકુમારનો ગુલામ છે."

"હા. પણ રાજકુમારની તીજોરી તો કાણી નથી થઈ."

"બ્હેન! તને રજવાડાનો અનુભવ નથી એટલે તું આમ બોલે છે. તને ખબર છે કે આજ વખતે તારો રાજકુમાર મધુપુરમાં કોઈ નાચનારીના ખોળામાં પડયો પડયો દારૂ પીતો હશે!" ડોશીએ રાધાના દીલમાં ઝેર રેડવાનો આરંભ કર્યો.

"તેથી શું? મોટા માણુસને બધું છાજે." રાધાએ વકીલાત કરી.

"ખરૂં. પણ મોટા માણુસ તને એકવાર મધુપુરમાં રાખી પાછળથી ભીખારણ બનાવી લાત મારી હાંકી કાઢે તે તને પસંદ છે?" ગંગાએ રજવાડાનું બેડોળ ચિત્ર બતાવ્યું.

"જેવા પડશે તેવા દેવાશે. હમણાં શું છે?"

"હમણાંજ તારે તારા ભવિષ્યનો વિચાર કરવાનો છે પ્રભુ એ તને રૂપ જોબન અને બુધ્ધિ ત્રણે વાનાં આપ્યાં છે જો તારી ઇચ્છા હોય તો આજ મુંબઈમાં તું સ્વતંત્ર રીતે એક યુવાન સાથે મધુપુરના

રાજમહેલ કરતાં વધુ રંગરાગ ઉડાવી શકે એવી ગોઠવણ કરી આપવાની મારામાં તાકાત છે. હું જેની વાત કરું છું તે તને મહેલમાં રાખશે, ગાડી ઘોડે ફેરવશે, મન ગમતા વૈભવ બતાવશે ને તે ઉપરાંત તને દર મહિને બે હજાર રૂપિયાનો પગાર આપશે." ગંગા ડોશીએ રાધા સામે પ્રલોભન મુકયું.

"તે કોણ છે ?"

"મુંબઇનો એક શ્રીમંત મીલમાલીક છે. હમણાંજ બાપની મીલકતનો વારસ થયો છે. તેની ગદ્ધાપચીસી હજુ પુરી થઇ નથી એટલામાં જો તારી મરજી હોય તો શિકાર મારી લે–"

"તમને એમ કરવાથી શો લાભ ?" રાધા હવે પાવરધી થઇ હતી.

"મને તારો શેઠ બક્ષીસ આપશે એટલો લાભ! વળી તું સુખી થશે તો મને ભૂલી જવાની છે ?" કહી ગંગા એ મ્હોં મલકાવ્યું.

"નહિ. તમારી વાત વિચાર કરવા જેવી છે"

"જો બ્હેન! હું તારા ભલાની વાત કહું છું. મદનસિંહનું ઠેકાણુંજ કયાં છે ? આજે અહિં તો કાલે વિલાયત ? આજે તારી પાસે તો કાલે કોઇ મુસલમાન નાચનારી પાસે ? આજે રાજમહેલમાં તો કાલે જંગલમાં શિકાર કરવા ? એવા ભમાડ માણસ સાથે તારા જેવી હોંસીલીની જીંદગી કેમ જાય?"

રાધા કંઇ ન બોલી. તેની સમક્ષ એક ગંભીર સમસ્યા રજુ થઇ હતી. અહિં કે ત્યાં ? નો તે વિચાર કરતી હતી. એવામાં બારણું ખખડયુ અને તે સાથેજ રઘુનાથનો પરિચિત સ્વર સંભળાયો. "ગંગામા!"

# પ્રકરણ ૯ મું.

## ગંગા ડોશી અને રઘુનાથ

રઘુનાથનો અવાજ સાંભળી મ્હાલી ડોશીએ રાધા તરફ અર્થ-ભરી નજર ફેંકી રાધાએ સ્મિત કરી તેને બારણાં ઉઘાડવાની ઈસા-રત કરી. ડોશીએ જઈ બારણા ઉઘાડયા અને રઘુનાથને જોઇ ઓછી ઓછી થઇ ગઇ.

"આવો આવો રઘુનાથભાઇ! તમે તો ગયા તે ગયાજ! રાધા બિચારી તમારી રાહ જોતી જોતિ થાકી ગઇ." ડોશી રઘુ-નાથને દિવાનખાનામાં બેસાડતી બોલી. રાધા પણ આ સમયે ત્યાં આવી ગઇ હતી.

"અમારી દશા તો તમે જાણો છો ને ગંગા બા! તલવારની ધાર પર નોકરી કરવાની ઘડીમાં રીઝે ને ઘડીમાં ખીજે રીઝે તો પાંચ પૈસાનું મ્હો જોઇએ. પણ ખીજે તો સીધા અંધારી કોટડીમાં પૂરી દે! અમારૂં તે કંઇ જીવતર છે?" રઘુનાથ જરા ખિન્ન થઈ બોલ્યો.

"તમે તો રાજકુમારના જમણા હાથ છો છતાં આવું?" રાધાએ પ્રશ્ન કર્યો.

"હા. એને કોઇની દરકાર નથી. એને માટે ગમે તેવાં કાળાં કામો કરનારને એણે ચપટીમાં ચોળી નાખ્યા છે. પેલા વિનાયકની વાત તો તમે જાણો છો ને ગંગા બા!–" રઘુનાથે પોતે કેવા ભયંકર માણસને પાને પડયો છે તેનો ભાસ આપવા કહ્યું.

"કયો વિનાયક?" ગંગા ડોશી અજાણી થઈ.

"પેલો તમારો દીકરો–ભૂલી ગયા?–"

"કયો ?" ડોશી જરા ખીજવાઇ.

"અરે! પેલો શીરીન ગાંધી વાળો—"

"હં હં! હવે ઓળખ્યો! કેમ એને શું થયું? મદનસિંહ તો શીરીન પાછળ પાગલ થયો છે."

"એ કોની પાછળ પાગલ નથી થયો? શીરીનને વિનાયક તમારા ઘરમાંથી ઉપાડી મધુપુર લઇ ગયો પછી છ મહિના એનું તેજ રહ્યું. એ છ મહિનામાં એણે મધુપુરના નગર શેઠ પાસેથી ચાર લાખ રૂપિયા ઓકાવ્યા-બે ચાર મારવાડીની તીજોરીઓ ખાલી કરી નાખી પ્રજાને કોરડે કોરડે મારીને પોતાની મહેમાનગારી કરાવી કર વસુલ કર્યા. એ સમયે શીરીનના શયનગૃહમાંથી બ્હાર નીકળવાની મદનસિંહને ફુરશદ ન્હોતી. અમારા રાજા સાહેબ તો અપંગ થઇ પડયા છે. જે કરે તે મદનસિંહ! એજ પ્રજાનો પરમાત્મા! અને વિનાયક એનો જમણો હાથ!—"

"એમ તો તમારા રાજયમાં બધા લાંચીઆ છે. વિનાયકે લાંચ ખાધી તેમાં બાપુના પેટમાં શું દુખ્યું?" મ્હાલી ડોશી મધુપુરના ઘણા કારસ્થાનો જાણતી હતી. "ખુદ મદનસિંહ લાંચ ખાય છે. તમને ખબર તો હશે કે એકવાર એક વણિકની વહુ પર બળાત્કાર થયો હતો ત્યારે એ બળાત્કાર કરનાર નીચ રાક્ષસ પાસેથી ત્રણ લાખ રૂપિયા લઇને મદનસિંહે તેને "હજુર કોર્ટ"માં નિર્દોષ ઠરાવી છોડી દીધો હતો."

રાધા તો આ સાંભળીને ઠરીજ ગઇ. જે મદનસિંહના રંગભવનમાં જવાને તે આતુર થઇ રહી હતી તે આવો નીચ? આવો શયતાન? આટલો ક્રૂર?

"વિનાયકને લાંચ લેવા માટે જેલમાં સબડવું પડતું નથી."

"ત્યારે ?"

"એણે શીરીન પર બદ નજર કરી હતી."

"એ તો વિનાયકનીજ હતી અને વિનાયકે મદનસિંહને સોંપી હતી."

"હા. પણ મધુપુરમાં ગયા પછી મદનસિંહ જૂદોજ માણસ થઇ જાય છે. મુંબઇમાં એ વિનાયકથી ડરતો હતો, શીરીનની ગુલામી કરતો હતો, બંન્નેને મનગમતી બક્ષીસો આપતો હતો પણ મધુપુરમાં એ રાજા છે. શીરીન પરનો એનો મોહ ઉડી ગયો ત્યારથી એણે વિનાયક સાથે ચીંથરાં ફાડવા માંડયાં અને અંતે બિચારાને વગર તપાસે અંધારી કોટડીમાં પૂરી દીધો."

"શીરીન એ સાંખી લેશે ?"

"શું કરશે ? એણે બે ચાર વાર નાસી જવાની કોશેષ કરી એટલે મદનસિંહે એના બધા અલંકારો જપ્ત કરી દીધા છે અને હાલમાં એ બિચારી રાજમહેલમાં દાસીઓના ઓરડામાં જેમ તેમ દહાડા પૂરા કરે છે."

રાધાએ કાને હાથ દીધા તેનું હોંસીલું જીગર ઠંડું થઇ ગયું. રઘુનાથે અનિમિષ આ વાત કાઢી હતી પણ મ્હાલી ડોશીને તે અમૂલ્ય થઇ પડી. રઘુનાથની વાત તેનો સહજ સ્વાર્થ સાધતી હતી.

"આવા માણુસ પાસે તમે મને લઇ જવા માગો છો ?" રાધાએ ગુસ્સાથી રઘુનાથ તરફ જોઇ કહ્યું.

રઘુનાથે હોઠ કરડયા. તેણે કાચું કાપ્યું હતું તેનું તેને ભાન ન થયું. તે ખંધુ હસીને બોલ્યો.

"તું શા માટે ગભરાય છે? તારી પાછળ કાચોપોચો પૈસાનો લોભી વિનાયક નથી પણ મદનસિંહની રગેરગ જાણનાર રઘુનાથ છે."

"એમ!" રાધાના મ્હોંપર તિરસ્કારનું હાસ્ય આવ્યું. તે વિશેષ કંઇ ન બોલી.

"ગંગાબા! હવે ધંધાની વાત કરીએ. મારો વિચાર રાધાના હાથમાં મધુપુરનું આખું રાજતંત્ર મૂકી દેવાનો છે. રાજા સાહેબ હવે થોડા દહાડાના મહેમાન છે. મદનસિંહ રાજગાદી પર આવે તો ગમે તેમ કરી રાધાને હું પટરાણી બનાવવા માગું છું." રઘુનાથે કહ્યું.

"અને તમે દિવાન થશો?" મ્હાલી ડોશીએ ટકોર કરી.

"એ તો સ્પષ્ટજ છે.

"તમારા જેવા સ્ત્રી સૌન્દર્ય વેચી દિવાનપદ લેનારા ગુજરાતમાં કેટલાક પડયા છે!" ડોશીએ તાણો માર્યો. પણ રઘુનાથ તે સાંભળી હસ્યો.

"એવા દિવાનો કેટલા પડયા છે તેની તમને ખબર નથી? આપણા રજવાડાપર ઉડતી નજર નાખશો તો એવા એક નહિ પણ એક ડઝન દિવાનો મળી આવશે.

"હશે. તમારી વાત આગળ ચલાવો."

"રાધા પટરાણી થઇ શકે અને મદનસિંહને પ્રેમ હિંડોળે હીંચોવવા ઉપરાંત રજવાડાની શેતરંજ ખેલી શકે તે માટે એને અપ-ટુ-ડેટ કેળવણી આપવાની જરૂર છે."

"જી—"

"એને માટે મેં એક ગુજરાતી જાણતી યુરોપીઅન મિસ્ટ્રેસ

શોધી કાઢી છે તે આવતી કાલથી એને ભણાવવા આવશે.

"એનું નામ ?"

"મિસ લીલીઅન ! એ એટલી બુધ્ધિશાળી છે કે મને રાધાના ભાવી માટે કશી શંકા રહેતી નથી.

"રાધ ને સંગીત શીખવવું પડશે ને ?"

"તે માટે દુર્ગાબાઇને મેં કહી દીધું છે. તે એને દીલરૂબા અને સતાર પર ગાતાં શીખવશે."

"ત્યારે તો સોના કરતાં પીળું ! પણ રઘુનાથ ભાઈ ! એ ભણી ગણીને ઉસ્તાદ થઇ જાય તેટલો વખત ?"

"તમે ખર્ચની ચિંતા ન કરો. આ વખતે મેં મદનસિંહ પાસે ફકત એકજ હજાર પડાવ્યા હતા એટલે તમને પાંચસોજ આપી ગયો હતો. હવે તમારૂં પણ દળદર ફીટી જશે."

"દળદર તો ફીટશે ત્યારની વાત ત્યારે ! તમારા પાંચસો રૂપિયા તો કયારના ચટણી થઈ ગયા."

"ચાર દિવસમાં ?" રઘુનાથે આશ્ચર્ય બતાવ્યું.

"ચાર દિવસમાં આવી રૂપરૂપની પરી પાછળ પાંચસો ગયા એ બહુ થઈ ગયા ! રઘુનાથ ! હું પણ હીરાની કિમ્મત જાણું છું હો ! એ તો તમે છો એટલે ! નહિ તો પાનને ચુનો લગાડતાં વારમાં મારી રાધાને વાડી બંગલા અપાવી દેવાની મારામાં શકિત છે."

રઘુનાથ ચમકયો "માજી, તમારા પર મને સમ્પૂર્ણ વિશ્વાસ છે તેથી તો મેં રાધાની તમને સોંપણુ કરી છે. લો, આ એક હજાર રૂપિયા રાખો. રાજકુમાર પાસેથી બીજા મંગાવીશ ત્યારે તમને ખુશી

કરીશ." કહી રઘુનાથે ડોશીના હાથમાં એક હજારનો એક ટૂકડો મૂકયો.

"રઘુનાથ ભાઈ! શું કહું? તમારી શરમ નડે છે, નહિ તો એ મુઆ ઠાકરડાને તો હું હજાર નાચ નચાવત. સમજ્યા!—ડોશીએ પોતાનું પાણી બતાવ્યું.

રઘુનાથ કંઇ બોલ્યો નહિ. થોડી વાર પછી તેણે રાધા સાથે મીઠી મીઠી વાત કરી અને તેને ભાવીના ઉંચા ઉંચા મિનારા બતાવ્યા. રાધા હસતી હસતી સાંભળી રહી. તે રઘુનાથના હાથમાં આકસ્મિક સંજોગોમાં જઇ પડી હતી અને ત્યાંથી ગંગા ડોશીને ત્યાં આવી હતી હવે ડોશી અને રઘુનાથ વચ્ચે રમાતી બાજી જોઇને તે મલકાઇ જતી હતી. જાણી જોઇને આ બે જણની ચર્ચામાં તેણે ભાગ લીધો ન્હોતો. તે પાવરધી થતી જતી હતી. જો ગંગા ડોશીને આશરે રહેવું પડે તો અનેક શ્રીમંતોને તે પાણી ભરાવવા માગતી હતી જો મધુપુર જાય તો ત્યાં એક ચક્રી રાજ્ય કરવાની મહત્વાકાંક્ષા તેનામાં જન્મી હતી. તેણે રઘુનાથને સંતોષ થાય એવા જવાબ આપ્યા, રઘુનાથે જતાં જતા તેને પાંચસો રૂપીયા ખીસાખર્ચ માટે દીધા અને રાધાને લક્ષપૂર્વક અભ્યાસ કરવાની ભલામણ કરી તેણે રજા લીધી

# પ્રકરણ ૧૦ મું.

## અરાજક મંડળ.

અમાસની અંધારી રાત હતી. સર્વત્ર ઘોર અંધકાર છવાઈ ગયો હતો. રાત્રીના સનસનાટ અને આથી કોઈ કોઇવાર કુતરાના ભસવા શિવાય રાત્રીની ઘોર શાંતિનો ભંગ કરવાની કોઇ હિમ્મત કરતું ન્હોતું. જાણે ચંડિકા પોતાનું ખપ્પર ભરવા જવાની હોયની તેમ રાત્રીએ ભિષણ સ્વરૂપ ધારણ કર્યું હતું. આકાશમાં ચંદ્ર ન્હોતો અને તારાઓને નાની નાની વાદળીઓ ઢાંકી બેઠી હતી. અંધારામાં નાનાં મોટાં વૃક્ષો જાણે ભૂત કે પિશાચ ઉભા હોયની એવાં બીહામણાં લાગતાં હતાં. આજની રાત એટલી ડરામણી હતી કે ભાગ્યેજ બ્હાર નીકળવાની કોઇની છાતી ચાલતી.

અને તેમાં પણ મધુપુરની રાત ! જે ગામમાં નગરજનોની વહુ બેટીઓ સૂર્યના તેજસ્વી પ્રકાશમાં સલામત ન રહી શકે તો પછી રાતની તો વાતજ શી ? મધુપુરમાં રાજા ન્હોતો–તેને કપાળે જૂલમી નાદીરશાહ ઠોકાયો હતો. મધુપુરમાં રાજ્ય ચાલતું ન્હોતું પણ એક નિર્દય, હૃદયહીન, કામી જૂલ્મીની એકચક્રી સત્તાનો કોરડો ફરતો હતો. ત્યાં કાયદાનું કે ન્યાયનું અસ્તિત્વ ન્હોતું. મદનસિંહે પોતાના શબ્દને કાયદાનું રૂપ આપી દીધું હતું. ન્યાયને તેણે પોતાની લાલ આંખોનો ડર બતાવી હદપાર કરી દીધો હતો. તેના બે બદામના સીપાઇઓ ને નીચે ખુશામતી હજુરીઆઓ પાણી ભરવા જતી સ્ત્રીઓને જંપીને પાણી ભરવા દેતા નહિ. તેના રાજ્યમાં કોઇ રૂપીઆની થેલી દેખીતી રીતે રસ્તાપરથી લઈ જઇ શકતું નહિ. નાના પ્રકારના કરોનો બોજો મધુપુરની પ્રજાને કચડી રહ્યો હતો છતાં કોઇ પ્રજાજનના ઘરમાં હજાર બે હજાર સીક્કા થઇ જતા તો તેનો ભાર

મદનસિંહના હજુરીઆઓ તરતજ હલકો કરી નાખતા. આમ મધુપુરમાં "સ્વદેશી" રાજની આણ ફરી રહી હતી.

આવા સંસ્થાનમાં રાત્રે પ્રજાની શી હાલત થતી હશે? પ્રજાજનોના નિઃસાસા સાંભળવાને અંધાર પછેડી ઓઢીને નગરચર્યા જોવા નીકળવાનો વિચાર મદનસિંહને સ્વપ્નામાં પણ આવ્યો ન્હોતો. તેની પ્રજા કકળતી આંતરડીએ તેને ને તેના બાપને શ્રાપ આપી રહી હતી. ગામમાંથી પ્રતિષ્ઠીત લોકો બ્રિટિશ હદમાં જઇ વસ્યા હતા. વેપાર વણજની હોળી થઈ ગઇ હતી. ખેડૂતોની જમીન રસકસ વિનાની બની ગઇ હતી અને રાજ્યનો આધાર સ્તંભ કૃષિ હાડપિંજર બની મોતની રાહ જોતો હતો.

જૂલમ, આપખુદી અને ભૂખમરામાંથી એક કાળ ચોઘડિયે એક ચીનગારી ઉઠી. મધુપુરના નગરશેઠનું બજારમાં રાજાના ખુશામદી હજુરીઆએ અપમાન કર્યું અને શેઠની પાછળ ચાલી આવતી શેઠની પુત્રવધુ લીલાવતીને આંખ મારી. મુંબઈ જઇ બી. એ. થઈ આવેલો શેઠનો પુત્ર અનિરૂધ્ધ સાથેજ હતો. સ્વતંત્ર વાતાવરણમાં ઉછરેલા યુવાનની આંખ ફાટી ગઇ. તે વકરાયલા વાઘની પેઠે તે નીચ હજુરીઆ પર તૂટી પડયો ને તેને ભૂ પીતો કરી નાખ્યો. આ વાત રાજદરબારે ગઇ. નગર શેઠના દીકરાપર ધાડ આવી. અનિરૂધ્ધે કાળાંતરે નમવાની ના પાડી. પણ પુત્રવત્સલ પિતાએ મદનસિંહને રૂ. દશ હજારનું નજરાણું ધરીને અનિરૂધ્ધને કેદમાં જતો બચાવી લીધો. તેજ રાતે અનિરૂધ્ધ લીલા સાથે ગુમ થઇ ગયો. નગર શેઠ રોઇ રહ્યા મદનસિંહની પોલિસને શોધ કરવાની દરકાર ન્હોતી. વખત વહી ગયો. અનિરૂધ્ધ ભૂલાઇ ગયો ને મદનસિંહ જાણે ઉંદર ખોવાઈ ગયો હોય તેમ લેશ માત્ર દરકાર કર્યા વિના યથેચ્છ વિહારમાંજ

મસ્ત રહ્યો. એને ખબર ન્હોતી કે એ અનિરૂધ્ધના ઉકળતા લોહીએ તેને નાગરિકમાંથી ભયંકર અરાજક બનાવ્યો હતો. એને ખબર ન્હોતી કે લીલાનું અપમાન જોઇ અનિરૂધ્ધ મધુપુરનો રાજમૂગટ ચુંથી નાખવા દૃઢપ્રતિજ્ઞ થયો હતો. તેણે બાપની લક્ષ્મી ત્યાગી, ડીગ્રીથી મળતી સતા અને પદ ત્યાગ્યા. તે અંધકારમાં ગૂમ થઇ ગયો. ને અંધારામાં રહીને મધુપુરની રાજ્યસંસ્થાને બાળીને ભસ્મિભૂત કરી નાખવા માટે જેટલા કાષ્ટ મળે તેટલા ભેગા કરી ઠેર ઠેર અરાજકતાની ચીતા ભડકાવવા મંડી ગયો.

મધુપુરના પાધરથી ગાઉ દોઢ ગાઉ દૂર એક નાનું ગામડું હતું. રબારી અને ખેડૂતોના ભાગ્યે બસોએક ઘરો આ ગામડામાં હશે. વસ્તી ઘણી ઓછી અને અભણ હતી. પણ એ રબારીઓ ને ખેડૂતોના જીગરમાં પ્રભુ વસતો હતો. એ ગામમાં અનિરૂધ્ધે છુપી રીતે ધામો નાખ્યો. ગામમાં એક જૂનું ખંડેર જેવું મકાન હતું. લોકવાયકા એવી હતી કે એ મકાનમાં ભૂતનો વાસો છે. મકાન તદન ખાલી અને નધણિયાતું હતું. ભૂતના ભયથી મદનસિંહનો કોઇ હજુરીઓ તેનો માલીક થઇ બેઠો ન્હોતો. અનિરૂધ્ધ આ મકાનમાં ગુપ્ત રીતે રહેવા લાગ્યો. મકાન બ્હારથી જર્જરિત થઇ ગયું હતું પણ પાછલા ભાગમાં ચાર પાંચ ઓરડાઓ સલામત હતા. લીલા અને અનિરૂધ્ધે અહિં ઘર માંડયું અને ભૂખમરા, જૂલ્મ અને ત્રાસના દારૂગોળામાં અહિં રહીને ચીનગારી મૂકવા માંડી.

રાતના બાર વાગ્યા. રાત્રી સનસન કરી રહી હતી. ભય ચોતરફ ફેલાઇ રહ્યો હતો. આવા ભયંકર સમયે આ ખંડેર તરફ ભૂતના પડછાયા જેવા આકારો ચોતરફથી આવવા લાગ્યા. અંદરના એક વિશાલ ઓરડામાં એક ફાનસ ઝાંખો પ્રકાશ ફેંકી રહ્યું હતું. ઓરડામાં ફાટી તૂટી ચટાઇઓ બીછાવેલી હતી અને તે પર એક

ખુણામાં અનિરૂધ્ધ વિચારગ્રસ્ત દશામાં બેઠો હતો. થોડીવારમાં એક પછી એક એમ પચાસેક માણસો ત્યાં આવી લાગ્યા. આવનાર ધીમે ડગલે આવતો, અનિરૂધ્ધને ગુપચૂપ નમસ્કાર કરતો અને બેસી જતો. આખા ઓરડામાં ગંભીર શાંતિ પ્રસરી હતી. ટાંચણીનો અવાજ પણ સાંભળી શકાય એવી નીરવતા છવાઈ ગઇ હતી.

શાંત, સ્થિર, દૃઢ મને અનિરૂધ્ધ ઉઠયો. પચીસ વર્ષ એણે ભાગ્યેજ પૂરા કર્યા હશે. એની કુશાગ્ર બુધ્ધિ, એનું તેજસ્વી લલાટ, એની ચમકદાર આંખો આ ઉમ્મરે એને કોઇ માનવંત પદ પર લઇ જાત. પણ જૂલમી રાજાના જુલમે એને જૂદેજ રસ્તે હાંકી કાઢયો. એ ઉઠયો. એના હોઠ બીડેલા હતા. આંખોમાં દૃઢતાભર્યું તેજ ચમકી રહ્યું હતું.

"ભાઇઓ ! આ જૂલ્મી રાજ્યમાં ખુલ્લી રીતે પ્રજા અવાજ રજુ કરવાની તકજ મળતી નથી. અને તેથી આપણે આપણા ભાઇઓને ગાગરભટો બનાવી ગામડે ગામડે કથા કરવાને મોકલવા પડયા છે. આપણા એ ભાઇઓ રાતે કથા કરતા. પ્રજાને રામાયણ અને મહાભારતના અમર કીસ્સા સૂણાવતા અને પ્રજાના વિશ્વાસપાત્ર થઇ જેઓ લાયક જણાય તેમને આપણા મંડળમાં લેતા. તમે સારી પેઠે જાણો છો કે આપણા લોકો જૂલમથી ત્રાસી ગયા છો. તેમનામાં સામા થવાની હિમ્મત રહી નથી. ભૂખમરાથી તેમના શરીર હાડપિંજર જેવા થઇ ગયા છે. રાજાના જૂલ્મથી જમીન રસકસ વિનાની થઈ ગઇ છે. જે મધુપુરની ગાદી પર સૂર્યવંશી રાણાઓ બીરાજતા અને પ્રજાને સંતતી તરિકે પાળતા તેજ ગાદી પર આજે એક એવો નરપિશાચ બીરાજે છે કે જેને રાજા કહેવા કરતાં હું મારી જીભ કાપી નાખવાનું વધુ પસંદ કરૂં છું. એ પશુનો દીકરો મદનસિંહ

બાપને ભૂલાવે એવો છે. એની આખી દુનિયા શરાબ અને સુંદરીમાં શમાઈ ગઇ છે. પ્રજા ટાઢ તડકો વેઠીને અનાજ પકાવે તેના પર એ દુષ્ટ બાજપક્ષીની પેઠે ત્રાપ મારે છે. પ્રજાના કોઠારો ખાલી પડયા છે. પ્રજા પાસે ફુટી દમડી પણ એ રહેવા દેતો નથી. આપણી બ્હેનો અને બૈરીઓ એની અને એના દુષ્ટ હજુરીઆઓની કામી નજરથી બચતી નથી. આવા રાજ્યમાં જૂલમ નીચે ચગદાઇને કૂતરા જેવું જીવતર ગાળવું એના કરતાં કોઇ પ્રચંડ ધૂમકેતુની ટક્કરથી ફના થઈ જવું હજાર દરજ્જે બહેતર નથી ?" તે જરા થોભ્યો. તેના કાતિલ શબ્દોની આબાદ અસર થઇ હતી. તે જરા મલક્યો અને પુનઃ બોલવા લાગ્યો:

"આપણે લોહી તરસ્યા વરૂઓ નથી તેમ સ્વાર્થી લૂટારા પણ નથી. આપણો રાજાજ વરૂ અને લૂટારો બન્યો છે. એને પ્રજાની લેશ માત્ર દાઝ નથી. આવા રાજાને રાજપદ્દ પર રહેવા દેવો તે પ્રભુનો ગુન્હો કરવા સમાન છે. તેથીજ આ રાજ્યને ફના કરી નાખવા માટે મેં તમારી સાથે મળીને આ ગુપ્ત અરાજક મંડળ સ્થાપ્યું છે. યાદ રાખજો કે આ ખાવાના ખેલ નથી. મોત સાથે મલકુસ્તી કરવાની આ રમત છે. કાયરોનું, ગણત્રી બાજોનું, ભાવી લાભ જોનારાનું અહિં કામ નથી. મારે તો મરણીઆ શહીદો જોઇએ છે. તમે છેવટ સુધી ભૂખ, તરસ, ટાઢ તડકો અને જૂલ્મો સહન કરી આપણા પવિત્ર હેતુની સિધ્ધિ માટે કેસરીઆ કરી શકશો ?"

"હા-હા..." ધીમા પણ મક્કમ અવાજો આવ્યા.

"આપણા હેતુની સિધ્ધિ માટે આપણને પૈસા જોઇશે. પ્રથમ હું મારા બાપની તિજોરી પરજ હલ્લો કરવા માગું છું. પછી

મધુપુરના એક એક વ્યાજખાઉ સાહુકારને લુટવો પડશે અને છેવટે રાજ્યની તિજોરી હડપ કરવી પડશે."

"કબુલ—"

"જેઓ પ્રજાને ચૂસી દોલત જમા કરે છે અને પ્રજાના લાભ માટે કાણી કોડી પણ ખર્ચતા નથી તેમની બધી દોલત ચોરીની છે. એ ચોરીનો માલ પડાવી લેવામાં મને કઇજ અન્યાય જણાતો નથી." અનિરૂધ્ધ બોલ્યો.

"બરાબર છે." એક જણે તેને ટેકો આપ્યો.

"મિત્રો, હવેજ સાવધાનીથી કામ લેવાનું છે. અત્યાર સુધી આપણે બંડ માટે જમીન તૈયાર કરતા હતા. હવે તેમાં અરાજકતાના ઝેરી બીજ વાવવાના છે ને તેનાં ફળ જોવાને આતુર થવાનું છે. બંડ એક એવો ભયંકર વિનાશક માર્ગ છે કે તેમાંથી તત્કાળ સારાં ફળો આવવાની આશાજ નથી. પણ રાજ્ય સંસ્થા જ્યારે અસહ્ય થઇ પડે ત્યારે તેને નામર્દ પેઠે ચલાવી લેવાથી આખી પ્રજાનું હીર હણાઇ જાય છે. પ્રજાનું હીર જતાં બાકી શું રહ્યું? નીર્વીર્ય પ્રજા જીવે તોય સરખી ને મરી જાય તોય સરખી. હું મધુપુરની પ્રજાને મનુષ્ય પેઠે જીવતી જોવા માગું છું–કૂતરા પેઠે નહિ. પેટ તો કૂતરાઓ પણ ભરે છે. આવતી કાલથી મધુપુરના શ્રીમંતોની તીજોરીઓ ખાલી કરવા માંડો. આજ સુધી એ કામ મહનસિંહ કરતો હતો. હવે એ કામ આપણે કરીશું"

બે ત્રણ મિનિટ ચૂપ રહી તે પુનઃ ગર્જ્યો:

"બીરાદરો, આપણી લડત ધર્મની છે." અરાજક પોતાના હેતુની સિધ્ધિ માટે ધર્મ, સત્ય, વહેવાર સર્વનો ઉપયોગ કરવાની તક ગુમાવતો

નથી તે પ્રમાણે અનિરૂદ્ધે પણ બધાનો લાભ લેવા માંડ્યો હતો: "આપણો હેતુ પવિત્ર છે. એ હેતુ પાર પાડવા માટે એટલે કે મધુપુરમાંથી જુલ્મનો નાશ કરી પ્રજાને સુખી અને આબાદ બનાવવા માટે જો થોડીક લૂંટ કરવી પડે તો તેમાં ખોટું શું છે? યાદ રાખજો કે રાજાના કર્મચારીઓના અપકૃત્યોથી મળતી એક પણ તક આપણે ગૂમાવવાની નથી. મદનસિંહની હડધૂત થયલી વેશ્યાઓ જો કીનો લેવા માગતી હોય તો તેઓને માટે આપણા દરવાજા ખુલ્લા છે. જો કોઈ અપમાનિત પતિ પોતાની પત્નીની લાજ લુંટાવાથી રાજાનો દુશ્મન બન્યો હોય તો તેને ભેટવાને આપણે તૈયાર છીએ. જો કોઈ પદભ્રષ્ટ દીવાન કે લશ્કરી અમલદાર રાજાને પોતાના હાથ બતાવવા માગતો હોય તો તેમને મદદ કરવાને આપણે ઉભાજ છીએ. જે છૂપા જાસુસો છૂપી રીતે પ્રજાને અરાજકતાના મંત્રો ભણાવી રહ્યા છે તેમને આ બીનાઓ ખાસ લક્ષમાં લેવાની હું અરજ કરું છું."

# પ્રકરણ ૧૧ મું.

## શીરીન ગાંધી.

અનિરૂધ્ધનું ભાષણ પૂરૂં થયું ને થોડીવાર તે ખંડેર મકાનના ઓરડામાં ગંભીર શાંતિ છવાઇ રહી: અનિરૂધ્ધ ધડકતી છાતીએ પોતાના અરાજક મિત્રો પર થયલી અસર જોઈ રહ્યો. તેને આ માણસોની વફાદારી વિષે કંઇ શક ન્હોતો તેણે જાતે ચૂંટી ચૂંટીને આ ટોળી પસંદ કરી હતી. એના માણસોમાં કોઇ પાસે ફુટી બદામની દોલત ન્હોતી. ઘણાખરાની જમીન સરકારી વેરા મટે મદનસિંહે જપત કરી હતી. કેટલાકની સ્ત્રીઓ મધુપુરના ગંધાતા જનાનખાનામાં સડતી હતી. કોઇની બ્હેન યુવાનીની કુંપળો ફુટી ત્યારથી અચાનક ગૂમ થઇ ગઇ હતી અને તેનો આજ સુધી પતો મળ્યો ન્હોતો અનિરૂધ્ધે આ સખસોને અપનાવી લીધા તે પહેલાં એ લોકો લાચાર નધણીયાતા ઢોર જેવા, જેમ તેમ એકાદ ટંક ખાઇને દહાડા પુરા કરતા હતા. ભૂખમરો, જૂલમ. માનસિક યાતના આદિ મનુષ્યના એકે એક સદ્‌ગુણને તેના ઉગમના મૂળમાંથી ખેંચી કાઢી, મનુષ્યને લાગણી હીન રાક્ષસ બનાવનારી આપદાઓ એ બિચારાઓ પર પડી ચૂકી હતી તેમના દીલમાં કોઇ છૂપા ખુણામાં ભયંકર દારૂગોળો ખડકાઇ ગયો હતો. તે પર દીવાસળી મુકવાનું કામ અનિરૂધ્ધે કર્યું અને એ છૂપો જ્વાલામુખી હવે ભડભડ બળી, પોતાની આગના ભયંકર સોલામાં આખા મધુપુરને ભસ્મિભૂત કરવાની તક જોઇ રહ્યો હતો.

"તમે તૈયાર છો?" અનિરૂધ્ધે તૈયારી કરવા માંડી.

"હા." એકત્ર અવાજ આવ્યો.

"કાલે મારા બાપની તીજોરી તોડવા હું પાંચ જણ સાથે જઇશ. મારી સાથે કોણ આવશે?"

'અમે—" બધાનો અવાજ આવ્યો.

"શાબાશ, મારા પ્રિય મિત્રો! તમારી શેહથી આપણે જરૂર વિજય મેળવીશું એકવાર આ યજ્ઞ માટે જોઇતી લક્ષ્મી મેળવ્યા પછી આપણે મધુપુરની સત્તા છિન્ન ભિન્ન કરી નાખશું."

"આવતી કાલની રાતેજ ગોબાજી મારવાડીની પેઢી લુંટવાની છે એ માટે હું સાત જણની ટોળી નિયુક્ત કરવા ચાહું છું. એ બદમાસ લોહીચુસ મારવાડીને પોતાની તીજોરીમાં એક પાઇ પણ રાખવાનો હક્ક નથી. તમને ખબર છે કે આજથી દશ વર્ષ પૂર્વે એ મારવાડથી દોરી લોટો અને એકસો રૂપિયા લઇ મધુપુરમાં પોતાનું સેનાની થાણું નાખવા આવ્યો હતો. ગરિબોને એ વધુમાં વધુ દશ રૂપિયા ધીરતો અને દર રૂપિયા પર દિવસ ઉગ્યે અરધો આનો વ્યાજ લેતો એટલે એક રૂપિયો આપી એક મહિનામાં ૧૫ આના કમાતો. સો ટકાનું ભયંકર વ્યાજ લઇને એણે રાજ્યની ગરીબ પ્રજાનું રક્ત ચુસી લીધું છે. દશ વર્ષ પહેલાં જે ખેડુતો પાસે જમીન હતી તેમની જમીન આજે સરકારના ચોપડામાં ગોબાજીના નામ પર ચઢી ગઇ છે ને સો રૂપિયાની મૂડીમાંથી આજે એ લખપતિ થઇ ગયો છે. આવી ખુની લક્ષ્મીના નીચ માલીકને આપણે અરાજકો શિક્ષા ન કરીએ તો કોણ કરશે?"

"વાહ વાહ! એ બદમાસ એજ લાગનો છે. એકવાર મને સરકારની ફીસ ભરવા ૩૦ રૂપીઆ જોઇતા હતા તે માટે રૂ. ૬૦ લખાવી લઇ, વ્યાજના રૂપિયા ભા પહેલાથી કાપી લઇ એણે

મને ફક્ત રૂ. ૨૨॥ આ આપ્યા હતા અને એ પૈસાના વ્યાજના અને મેં ૧૨૦ થી ૧૨૫ રૂપિયા ભર્યા છતાં એ મારી જમીન લીધી ત્યારેજ "જંપ્યો હતો—" એક ખેડુતે પોતાની આપવીતિ જણાવી.

"રઘાભાઈ! તમે હજુ નસિબદાર ગણાય કે ૨૫ ટકાના વ્યાજમાં છુટયા! –" એક જણે ટહુકો કર્યો: "એ મારવાડી મનુષ્ય નથી પણ રાક્ષસ છે."

"ઠીક ત્યારે નંબર બીજો ગોમાજી! નક્કી?" અનિરૂધ્ધે પડકાર કર્યો.

"નક્કી–"

"ફોજદારને બીજી દુનિયામાં મોકલવાનો વિચાર પરમ દિને કરીશું."

"આજેજ નક્કી કરોને! મારી "કુકરી" એ નીચ સેતાનનું લોહી પીવાને તલપી રહી છે. જસુભા નામનો એક રજપૂત યુવાન બોલ્યો. એ રજપૂતની અઢાર વર્ષની બ્હેનને મધુપુરનો ફોજદાર છડે ચોક પોતાના ઘરમાં રાખી બેઠો ત્યારથી જસુભાને કદિ કસુંબો ચઢયો ન્હોતો.

"તમે સફાઇથી કામ પાર પાડી શકશો?"

"ઓહ! એવી સફાઇથી કરીશ કે એને એક ચીસ પણ પાડવા નહિ દઉં–" જસુભાની આંખો વિકરાળ બની ગઇ.

"જય ભવાની! જોઓ ફતેહ! –"

"કાલે રાત સુધીમાં એને હું જમને ઘેર પહોંચાડી આવીશ." જસુભા દાંત પીસતો બોલ્યો.

આ વખતે ઓરડાના દ્વાર પર ધીમા ધીમા ત્રણ ટકોરા થયા. અનિરૂધ્ધે ઇસારો કરવાથી બધા ચૂપ થઇ ગયા. પુનઃ ત્રણ ટકોરા થયા. હવે કોઇ જાતની શંકા ન રહી. અરાજુ મંડળની એ છૂપી નિશાની હતી. અનિરૂધ્ધની આંખના અણુસારાથી એક જણ ઉઠયો અને ગુપચુપ દ્વાર ખોલ્યું. એક સ્ત્રી પ્રથમ અંદર આવી તેની પાછળ કાળુભા આવ્યો.

"કાળુભા !—" દ્વાર બંધ થયા પછી ઓરડાની શાંતિ તોડતો અનિરૂધ્ધ બોલ્યો.

"તમે મોડા થયા—"

"જી. મારે એક મહાન બીકટ કામ કરવાનું હતું. કાળુભા પોતાના સરદારને નમન કરી બોલ્યો તેની સાથે આવેલી સ્ત્રી ગુપચુપ તેની બાજુમાં ઉભી રહી હતી.

"બેસો, બ્હેન ! મારી પાસે આવો—" લીલાએ એ સ્ત્રીને વ્હાલથી પોતાની પાસે બોલાવી ને બેશાડી. પેલી સ્ત્રીનું હૈયું દ્રવી ગયું. તે જરા આવેશમાં આવી લીલાને દબાઇને બેઠી.

"સરદાર !—" કાળુભા બોલ્યોઃ "આ બ્હેનને ઓળખો છો ?"

અનિરૂધ્ધે પેલી સ્ત્રી તરફ તાકી તાકીને જોયું પણ તે તેને ઓળખી શકયો નહિ.

"એ મધુપુરના રાજકુમારની એક વારની માનીતી મધુમતિ અથવા શીરીન ગાંધી—" કાળુભા બોલ્યો.

"હેં !" બે ચાર આશ્ચર્યચકિત અવાજો આવ્યાઃ "એ અહિંયા ?"

"હા. કેમકે એનો સીતારો આથમી ગયો છે અને મધુપુરની ગાદી નાબુદ કરવા માટે આજે એના દીલમાં જેવી ભયંકર આગ લાગી છે તેવી કોઈના દીલમાં ભાગ્યેજ લાગી હશે." કાળુભાએ ખુલાસો કર્યો,

"પ્રથમ મને શીરીનને સવાલો પૂછવા દો." અનિરૂધ્ધ બોલ્યો. શીરીન તેના તરફ અકપટ નેત્રે જોઈ રહી.

"તમે અમારા છુપા મંડળમાં જોડાવા માગો છો ?"

"જી હા."

"શા માટે ?"

"કીનો લેવા માટે."

"તમે અમને શી મદદ કરશો ?"

"તમે કહેશો તે. હજુ રજવાડામાં રહું છું, રજવાડાની ખટપટો જાણું છું. તમે કહેશો તો રાજમહેલમાં તમારા તરફથી જાસુસી કરીશ."

"તમે પકડાઇ ગયાં તો ?"

"તો તમારામાંના કોઇને પણ દગો દઇશ નહિ."

"તમને અમે અમારા મંડળમાં દાખલ કરીએ તે પહેલાં તમારે સોગન લેવા પડશે."

"હું તૈયાર છું."

"કાળુભા ! બ્હેનને સોગન આપો."

તરત બધાં ઉભા થયાં. કાજુભાએ શીરીનના કાનમાં કંઇક કહ્યું. પછી બધા ગંભીર ડગલે એક નાની ઓરડી આગળ ગયાં. એ ઓરડીમાં કાળભૈરવની વિકરાળ મૂર્તિ હતી. કાજુભાએ શીરીનને મૂર્તિ સમક્ષ ઉભી રાખી અને તેના હાથમાં તિક્ષ્ણ કુકરી આપી.

"કાળભૈરવ પર તમારૂં રકત છાંટી સોગન લો કે તમે આ મંડળને વફાદાર રહેશો ને અમારા સરદારના બોલને બ્રહ્માક્ષર પેઠે માન આપશો."

પળવારમાં શીરીને કુકરીથી પોતાની આંગળી કાપી નાખી અને કાળભૈરવ પર પોતાનું મીઠું લોહી છાંટી વફાદારીના સોગન લીધા.

"જય કાળભૈરવ !" ધીમો પણ મક્કમ અવાજ ઓરડીમાં ગુંજી રહ્યો અને બધા એક પછી એક શીરીનને ભેટયા. અરાજી મંડળીની આ પવિત્ર વિધિ હતી.

સોગન આપવાની વિધિ પૂરી થયા પછી આખું મંડળ પહેલાના ઓરડામાં આવ્યું અને બધા પોતપોતાની જગ્યાએ ગોઠવાઈ ગયા.

શીરીન ગાંધી મધુપુરમાં મધુમતિને નામે ઓળખાતી હતી અને આપણે પણ તેને એજ નામે ઓળખીશું મધુપુરના કામી રાજકુમારે એને એ હિંદુ નામની નવાજેશ કરી હતી.

અસલમાં શીરીન મુંબઇની વતની હતી. તેના માબાપ ઘણા ગરીબ હતા. બાપ દારૂડીઓ અને કામી હતો. એકવાર તેના માબાપે સારા દિવસો જોયા હતા અને તે વખતે શીરીનની માતા પરીન પારસણ મટી અંગ્રેજ મડમ બની ગઈ હતી. કમનસિબે

સીરીનનો પિતા જહાંગીર ગાંધી સટ્ટામાં ધૂમ હારી ગયો અને પાયમાલ થયો. પાયમાલીમાં તેની દારૂની લત ભયંકર હદે વધી ગઈ શીરીનનું આખું બાળપણ વિલાસમાંજ ગયું હતું સોળ વર્ષની વયમાં તો તે બધા દેશીઓને ધિક્કારતાં શીખી ગઇ હતી. છેલ્લામાં છેલ્લી ફેશનના વસ્ત્રો પહેરી તે મહાલતી અને પારસી કોમની પવિત્ર કીર્તિની લેશમાત્ર દરકાર કર્યા વિના ગમે તેની સાથે ફરતી હરતી, અચાનક ગરીબી આવતાં તેની માતાએ તેને ગંગાડોશી સાથે પીછાન કરાવી અને શીરીન પોતાનું શિયળ વેચી મોજ માણવા લાગી, એક કાળ ચોઘડિયે વિનાયક નામના મધુપુરના એક હજુરિયાની નીચ નજર પડી. તે તેની પાછળ ગાંડો થઇ ગયો અને આ પૂતળી ગંગાડોશીના હાથમાં હોવાથી તેણે તેનો તરત કબજો મેળવ્યો.

વિનાયક એકવાર ફોરાસરોડનો પાનવાળો હતો. લ્હેરી લાલાઓને પાન વેચતાં વેચતાં તેને મધુપુરના રાજકુમાર મદનસિંહના માણસો સાથે પીછાન થઇ અને વિનાયક ધીમે ધીમે નીચ ધંધા કરીને મદનસિંહનો ખાનગી સેક્રેટરી થઇ ગયો. તેણે શીરીનને જોઇ ત્યારે તે મદનસિંહનો સેક્રેટરી હતો. તેણે શીરીન પાછળ પાણી પેઠે પૈસા વેરવા માંડયા અને વિલાસી પણ ભોળી શીરીન એ પાપી પર મોહી પડી. વિનાયકે તેની સાથે સીવીલ મૅરેજ કર્યું. શીરીનના માબાપ સામાં થયાં પણ શીરીન આવચારી થઇ વિનાયક સાથે એક પાગલ પળે મુંબઇમાંથી નાસી ગઇ. મધુપુરમાં એની ખુબસુરતી મદનસિંહની નજરને ખુંચી. વિનાયકને એટલુંજ જોઇતું હતું તેણે શીરીનને સોનાના મિનારા બતાવી મદનસિંહના શયનગૃહમાં મોકલી આપી. વિનાયક મદનસિંહના નીચ અને સ્વાર્થી સ્વભાવથી બરાબર પરિચિત હતો તથી તેણે શીરીનને મળતી

કિંમતિ બક્ષીસો મુંબઇ મોકલવા માંડી. આ વાતની મદનસિંહને ખબર પડતાં તેણે વિનાયક પર વિશ્વાસઘાતનો ખોટો આરોપ મુકી તેને કેદ કર્યો અને શીરીનને પાંચ છ માહના રાખી દાસીઓના મકાનમાં મોકલી આપી. શીરીન રોઇ રહી. એ બિચારી પાસે હવે કાણી કોડી પણ રહી ન્હોતી. મદનસિંહની નીચતા તે જાણી ગઈ હતી અને હવે તે તેને ધિક્કારતી હતી. કાળુભા અરાજક મંડળનો સભાસદ–રાજમહેલનો નોકર હતો. તે શીરીનના હૃદયની આગ જોઇ શકયો હતો અને તેથીજ તે તેને અનિરૂધ્ધ પાસે લઇ આવ્યો હતો.

## પ્રકરણ ૧૨ મું.

### બળવાની યોજના.

શીરીન અથવા મધુમુખી છૂપા વિનાશક મંડળમાં જોડાઇ તેથી અનિરૂધ્ધને અત્યંત આનંદ થયો. તે મધુપુર સામે વેર લેવા તૈયાર થયો તેનું મૂળ કારણ તેની પત્નીનું અપમાન હતું. પ્રજા કલ્યાણ તેના ક્રમમાં બીજે નંબરે આવતું હતું. જો વેર વાળતાં અનાયાસે પ્રજાનું કલ્યાણ થતુ હોય તો ઠીક છે; નહિ તો કંઇ નહિ. તે અરાજક બની, પ્રચંડ દેશભકત પેઠે રાજતંત્રના જૂલમો સામે જે અસિધારા ચલાવી રહ્યો હતો તે વેર વાળવા ખાતરજ. મધુપુરનુ રાજતંત્ર ફના કરી નાખી તે પ્રજાસ-તાક સ્થાપવા માગતો ન્હોતો તેમ બીજી કોઇ જાતની વ્યવસ્થા કરવા માગતો ન્હોતો. તેને તો લીલાના થયલા અપમાનના બદલામાં મધુપુરના રાજકુટુંબને ધીખતા જ્વાલામુખીમાં હોમી દેવું હતું.

"મધુમુખી!" સોગન આપવાની વિધિ ખતમ થયા પછી બધાએ બેઠક લીધા બાદ અનિરૂધ્ધ ગંભીર સ્વરે બોલ્યો.

"જી–" મધુમુખી બોલી.

"તમે એકવાર રાજરાણી સમા હતા, તમારા નયનના નૂર પર મદનસિંહ નાચતો હતો. તમારે માટે મધુપુર તારાજ કરવાને એ પાછી પાની કરે એમ ન્હોતું. પણ હવે? હવે એમાંનું કંઇ છે? તમે દાસી જેવાં થઇ ગયાં છો ને તમારો વિનાયક જેલમાં સડી રહ્યો છે. તમારી આવી કંગાળ હાલત કરી નાખનાર પર ભયંકર વેર લેવાની તમારી મરજી છે?"

"વેર લેવાને ખાતર તો હું અહિં આવી છું."

"જો તમે અમને બરાબર સહાય કરો તો હું તમને વચન આપું છું કે જે રીતે મદનસિંહે પારકાની વહુ બેટીઓની લાજ લૂંટી છે એવીજ રીતે હું એની ને એના બાપની રાણીઓ, રખાતો અને રાજકુંવરીઓની લાજ લુંટાવીશ."

"તમે કહો તેમ કરવાને હું તૈયાર છું."

"તમારા જીગરને ગમે કે ન ગમે તો પણ મદનસિંહ પર તમારી સત્તા પાછી જમાવો. તમે એવા બદલાઇ જાઓ કે જેથી એને એમ લાગે કે તમે ફક્ત એનાંજ છો. તમને પૈસાની, જર ઝવેરાતની કશાની દરકાર નથી. ફક્ત મદનસિંહના પ્રેમનાજ તમે ભૂખ્યા છો એવી સચોટ છાપ એના મન પર પાડવાની પ્રથમ આવશ્યકતા છે."

"જી. હું મારાથી બનતું કરીશ. પણ પેલી રાંડ બેગમ બળી છે ને ?"

"કઇ બેગમ ?"

"એ પરમદિનેજ મધુપુરની રંગભુમિપર પગ મૂકે છે એટલે તમને એની ખબર નહિ હોય."

"એ છે કોણ ?"

'કોણ વળી ! બેગમ ! તમારા રાજા હવે બાદશાહ કહેવાશે ને એ તેની બેગમ થશે." શીરીન તિરસ્કારથી હસતી બોલી.

"તમે સ્પષ્ટ ખુલાસો કરશો ?"

"હા. સાંભળો. મદનસિંહ ગયે અઠવાડિયે લખનૌ ગયો હતો—"

"જી."

"ત્યાં જતાંજ એને મુગલ યુગનું સ્મરણ થયું હશે; જહાંગીર ને નૂરજહાં, શાહજહાં ને મુમતાઝના રંગરાગ તથા વિલાસ વૈભવ એની છાતી પર ચઢી બેઠા હશે—"

"તેથી ?"

"તેથી એ જહાંગીર થવા માટે કોઇ નૂરજહાંને ઉપાડી લાવ્યો—"

"નૂરજહાં રસ્તામાં પડી છે ?"

"રસ્તામાં સાચી નૂરજહાં નથી પડી પણ ખોટી નૂરજહાંઓ રસ્તે રસ્તેજ ભટકે છે."

"એ છે કોણ ?"

"નઝીર નામની કોઇ મુસલમાની રંડી છે."

"એને એ કયાંથી ઉપાડી લાવ્યો ?"

"લખનૌના પરીયાં બઝારમાંથી—" શીરીન ખિલખિલ હસીને બોલીઃ "સાહેબ બહાદુર એને ત્યાં સંગીત સાંભળવા ગયા હશે ને ત્યાં એના નાજ નખરાંથી મુગ્ધ થઇ ગયા હશે. કહે છે કે એ બેગમ બનવાની છે ને મદનસિંહ એનો શાહ થવાનો છે."

"ત્યારે હવે મધુપુરમાં પેશ્વાઇ મટી મુગલાઇ આવવાની ખરૂં !"

"હા. હાલ તો એમ લાગે છે."

"તમે બેગમને જોઇ ?"

"સુધરે રાંડ બેગમની થતી! પંજાબની હવાને લીધે એના ગાલપર રાતી સુરખી છે, આંખો બડી કાતિલ છે, કંઠમાં ખુદાએ કંઇ અજબ મીઠાશ ભરી છે પણ—"

"પણ શું?"

"એનામાં જીગર નથી."

"એમાં નવાઇ જેવું છે શું? એ કંઇ ઘર માંડવા આવી નથી. એ તો મધુપુરનું રાજઘર તોડવા આવી છે."

"એ દિવસમાં એણે એની સત્તા જમાવવા માંડી છે. રાજકુમાર એના બંગલામાંથી બ્હાર પણ નીકળતા નથી. દીવાન અને બીજા અમલદારોને મદનસિંહની સહી લેવા માટે નફીર બેગમની દેવડીએ પગ તોડવા પડે છે."

"વાહ! કેવો ભલો રાજા છે!" લીલા અત્યાર સુધીનું મૌન તોડી બોલી: "મને એમ થાય છે કે જો મારૂં ચાલતું હોય તો આવા રાજાઓને ફાંસીએ ચઢાવી દઉં."

"એ દિવસ બહુ દૂર નથી લીલુ!" અનિરૂધ્ધ શાંત, દૃઢ, ગંભીર અવાજે બોલ્યો: "સ્વચ્છંદી અને આપખુદ રાજાઓના દહાડા હવે ભરાઇ ચૂક્યા છે. આખા જગત્‌માં પ્રજા સત્તાનો દુંદુભી નાદ વાગી રહ્યો છે. ઇંગ્લંડની પેઠે જે દેશના રાજાઓ સમજી જઇને સનદશીર રાજતંત્ર ચલાવશે તેનો રાજમુગટ કાયમ રહેશે. બીજા બધાના રાજમુગટ ડગમગી રહ્યા છે અને જે વખત જાય છે તેમાં એ ડગમગતા રાજમુગટો બંડખોર પ્રજાઓના પગ નીચે રોળાઇ જશે." અનિરૂધ્ધે આપખુદ જુલમી એકચક્રી શાસકોનું ભવિષ્ય ભાખ્યું:-"જુઓ,

મધુમતી ! હું તમારું વેર લેવા માટે મારી સઘળી શકિત કુરબાન કરવાને તૈયાર છું. મદનસિંહ પાસે ભાડુતી ખુનીઓ છે-મારી પાસે એના જૂલમથી ખુનના તરસ્યા બનેલા વરૂઓ છે. તે પરંપરાથી ચાલતી આવેલી રાજસત્તા પર ઝઝૂમે છે—હું એનીજ પ્રજાની બળતી આંતરડીમાંથી નીકળતા પ્રલયના જોર પર આધાર રાખી રહયો છું. એને બ્રિટિશ સરકારની ઓથ છે એ વાત ખરી. પણ બ્રિટિશ રેસીડંટ મદનસિંહના પાપો પર ઢાંકપીછોડો કરવાને તૈયાર થવાનો નથી. મુંબઇ સરકારનું પોલીટીકલ ખાતું અને અહિંનો બ્રિટિશ રેસીડંટ અનુકૂળ સંધીની રાહ જોઇ બેઠા છે. જો આપણે મધુપુરમાં બળવો જગાવીને એમ સાબીત કરી આપીએ કે અહિંની પ્રજા રાજાના ત્રાસથી ત્રાસી રહી છે તો આ રાજ્યને ખાલસા કરતાં કે ફતેહસિંહ તથા મદનસિંહને પદભ્રષ્ટ કરતાં બ્રિટિશ સરકાર અચકાવાની નથી."

"તમારી યોજના શી છે ?" મધુમતિએ પૂછયું.

"મારી યોજના હાલમાં પૈસા અને માણસ મેળવવાની છે અહિંના સઘળા શ્રીમંતો, સરદારો, ભાયાતો અને ખુદ રાજાની તીજોરી લુંટી લેવાનો અમારો ઇરાદો છે અમે લુંટનું કામ ધમધોકાર કર્યા જઇએ તે દરમિયાન તમે રાજમહેલમાં તમારી જાદુઇ શકિત અજમાવી, જેટલી અપમાનિત રખાતો અને રાણીઓ આપણા પક્ષમાં આવી શકે તેમને આપણી મંડળીમાં જોડી દો. જેના પર તમારી કરડી નજર હોય, જે તમારા માર્ગમાં આડખીલી રૂપ હોય, તેની લાજ લુંટાવો. તમે કહેશો તે ઘડીએ આપણા માણસો ગમે તે રાણીનું હરણ કરવાનું સાહસ ખેડશે." અનિરૂધ્ધે બળવાનું સ્વરૂપ વિશાળ કરવા માંડયું,

"સૌથી મોટી બલા તો આ નવીજ બેગમજ જણાય છે. એના જેવી ફરેબી સ્ત્રી મેં મધુપુરમાં કદી જોઇ ન્હોતી."

"તો એને પ્રથમ જાળમાં સપડાવો."

"હું કાલથીજ મારી રમત શરૂ કરીશ."

"ઠીક. હવે મજલીસ બરખાસ્ત કરો."

અનિરૂધ્ધે કહ્યું. એક પછી એક અરાજકો છુપી રીતે જેમ આવ્યા હતા તેમ વીખરાઇ ગયા અને તે ખંડેરમાં લીલા અને અનિરૂધ્ધજ રહ્યાં.

# પ્રકરણ ૧૩ મું.

## દેશી રજવાડાં.

લીલા અને અનિરૂધ્ધ એકલાં થોડીવાર મૌન બેસી રહ્યાં. અનિરૂધ્ધની વિનાશક પ્રવૃત્તિ લીલાના કોમળ હૃદયને ગમતી ન્હોતી પણ તે હિંદુ સ્ત્રીના સ્વભાવને અનુસરી પતિની પાછળ તેની છાયાની પેઠે ઘસડાઈ જતી હતી. તેને ગલથુથીમાંથીજ એવા મંત્રો ભણાવવામાં આવ્યા હતા કે તેનો પતિ તેનો પરમાત્મા છે. એ પતિને રાજી રાખવામાં જ તેના જીવનનું સાફલ્ય છે. શ્રીમંત કુળમાં ઉછરેલી લીલા થોડુંક ભણી ગણી હતી અને વાંચનથી તેની વિચાર સૃષ્ટિ વિશાળ થઈ હતી તે પોતાનું અપમાન કરનાર નીચ હજુરીયાને સજા કરાવવાને આતુર હતી. પણ એક બદમાસ માણસના પાપને ખાતર તેનો પતિ આખા મધુપુરને ફના કરવા નીકળ્યો હતો તે તેને પસંદ ન્હોતું એ બિચારી અનિરૂધ્ધની પ્રખર ઇચ્છા શક્તિ આગળ લાચાર હતી. ખંડેર જેવા મકાનમાં પોતાના વિનાશયજ્ઞમાં મચી રહેલા પતિની સેવા કરવામાં તે સંતોષ માની રહી હતી. પણ અહિંનું એકાંત જીવન તેને ગમતું ન્હોતું.

અનિરૂધ્ધ તેને ચાહતો હતો. તે બી એ. સુધી ભણી ભાવનાવાદી થયો હતો. પણ શેક્સપીઅર અને બાયરનનાં કાવ્યોએ તેના મગજમાં જુલીએટ કે શકુંતલાનું ભૂત ઉત્પન્ન કર્યું ન્હોતું. લીલા સ્વરૂપવતી, સ્નેહાળ અને સંસ્કારી હતી. એ નવલકથાકારોની અદૃશ્ય સૃષ્ટિમાં વિહાર કરતી કમલનયની કે હંસગમની ન્હોતી પણ એનું વદન ઘાટીલું અને મોહક હતું. ચામડીનો રંગ જરા શ્યામ હતો પણ એ શ્યામ વદનમાં લાવણ્યનો અભાવ ન્હોતો. એની

આંખો મોટી અને કાળી હતી. અને તે પરની ઘેરી ભમ્મરો જાણે કોઈ ચિત્રકારે ઘેરા કાળા રંગથી બે નાનાં ધનુષ્યો ચીતર્યાં હોયની એવી લાગતી હતી. યુવતીના વાળ ભલભલી રૂપગર્વિતાના ગર્વને ગાળી નાખે એવા ચમકતા, લાંબા અને કાળાં હતાં. એ રેશમી વાળના ગુચ્છા સાથે રમત કરતાં અનિરૂધ્ધ ભાન ભૂલી જતો. એની જુવાની હાલમાં પૂર બ્હારમાં ખીલી હતી. અઢાર ઓગણીસ વસંત એણે જોઇ હતી અને દરેક વસંતે એની જુવાનીને નવી નવી આશિષ દીધી હતી. એની મદભર છાતી, એના ઘાટીલા વદનની મોહકતા, એની કાળી નેહભરી આંખોનું નૃત્ય, એની નાજુક ચાલ અને કામણગારૂં હાસ્ય—આ જર્જરિત ખંડેરને ઇંદ્રભવન બનાવી રહ્યા હતાં. અનિરૂધ્ધ બંડખોર થયા પછી લીલાની દેહલતા સુંદર વસ્ત્રાલંકારોથી શણગારાઇ ન્હોતી. પણ એને બનાવટી સૌંદર્યના સાધનોની જરૂરજ ન્હોતી. એ. બહાને ત્યાંથીજ સુડોળ પૂતળી જેવી ઘડાઇને આવી હતી અને એનું તેજ આ ખંડેરમાં અજવાળું કરી રહ્યું હતું.

"વ્હાલા ! હવે આ સંતાકૂકડીની રમત ક્યારે છોડશો ?" એકલા પડયા પછી અનિરૂધ્ધના ગળામાં હાથ નાખી લીલા મધુર સ્વરે બોલી.

"લીલું ! તું જાણે છે ને કે તારા અપમાનનો બદલો લેવા માટેજ હું આ ખૂની રમત ખેલી રહ્યો છું !" અનિરૂધ્ધ લીલાનો હાથ વ્હાલથી પસેડી, ટટાર બેસી, લીલાની આંખમાં આંખ પરોવી બોલ્યો. લીલા જરા ડરી ને વિચારમાં પડી. અનિરૂધ્ધ હસ્યો.

"તારે તારા અપમાનનું વેર નથી લેવું ?"

"લેવું છે. પણ—"

"આવી વાતમાં પણુને સ્થાનજ હોતું નથી. તારૂં અપમાન ગળી જઇને હું ચુપચુપ બેસી રહ્યો હોત તો તું મારે માટે શું ધારત ? હિન્દુસ્થાનમાં આજે એવા બાયલા પુરૂષો વસે છે, લીલું ! કે જેઓ પોતાની સ્ત્રીઓની પવિત્રતાનું રક્ષણ કરવાની તાકાત વિના પરણી મરે છે ને ટેટા જેવા વહેંતીઆ બાળકોની વસ્તી વધારી આ દેવ ભૂમીનો બોજો વધારી મેલે છે. આપણા દેશમાં આજે પુરૂષો નથી પણ કીડાઓ છે–બાયલાઓ છે–પોતાની નબળાઇને ગમે તે બ્હાને ઢાંકવાનો પ્રયાસ કરતા દંભીઓ છે. જો આપણા મરદોમાં મરદાઇ હોય તો મદનસિંહ જેવા જાલિમની મજાલ છે કે લોકોની વહુ બેટી પર કુદ્રષ્ટી કરે ? આજે આપણે આપણી નજર સામે જોઇએ છીએ કે મધુપુરના નીચ હજુરીઆઓ કૂવા તળાવ પર પણીયારીઓની છડેચોક મશ્કરી કરે છે અને એવી મશ્કરી એજ પણીયારીઓના પતિઓ હસતે મ્હોડે જોઇ લે છે ! પુરૂષત્વનો આથી ભયાનક નાશ મારી કલ્પનામાં પણ નથી આવતો."

"પણ વ્હાલા ! મારા જેવી એક તુચ્છ ઓના અપમાન માટે આખા રાજ્ય પર વેર લેવું એ ન્યાય છે ?" લીલાએ તર્કશાસ્ત્રને વ્હારે બોલાવ્યું.

"લીલું ! જે રાજતંત્ર તારૂં તો શું પણ એક કંગાળમાં કંગાળ ભીખારણનું અપમાન થવા દે તે રાજતંત્ર પૃથ્વીના પડ પર એક ઘડી પણ ન ટકવું જોઇએ જો મધુપુરનો રાજા ન્યાય અને પવિત્રતાનો પૂજક હોત તો પેલો બે બદામનો હજુરીયો તારૂ–નગર શેઠની પુત્ર વધુનું અપમાન કરવાની હિમ્મત કરી શકત ખરો ? લીલું ! હું તારાજ અપમાનથી બળી જળી રહ્યો નથી. તારા અપમાને તો મારા હ્રદયમાં ધુંધવાઇ રહેલા જવાલામુખીમાં ભડકો સળગાવી

મેલ્યો. એ શિવાય આ રાજ્યમાં શું ઓછા જૂલ્મો છે ? લોકોને ચોર ને લુંટારા સામે રક્ષણ મળતું નથી; ગામડાંઓમાં નિશાળો નથી; ગરીબો માટે દવાખાનાં નથી; કોઇની વહુ દીકરી સલામત નથી; મધુપુરના પ્રજાજનને ત્યાં રૂપાળી કન્યા શ્રાપરૂપ મનાય છે અને અહિંયા વ્યાજખાઉ મારવાડીઓ અને રાજાના ખુશામતીઆઓ શિવાય કોઇની તીજોરીમાં નાણું રાખી શકાતાં નથી. આ જૂલ્મો એવાં છે કે જે ખમી લેવા તે ગુલામીને વ્હાલથી આદર આપવા કરતાં પણ ખરાબ છે. માત્ર સૂત્ર પ્રમાણે જૂલમ કરનાર કરતાં જૂલમ સહન કરનારજ વધુ દોષિત છે. કારણ કે નબળા, બીરૂ અને ખુશામતીઆ માણસોજ જૂલમીઓને પોષે છે. એકવાર જાલિમોને બતાવી દો કે તમારા જૂલમોની સામે થવાની અમારામાં શક્તિ છે એટલે તેમના ગાત્રો ઠંડા થઇ જશે ને તેમની સમશેરો બુઠ્ઠી બની જશે.”

અનિરૂધ્ધનો પીત્તો ઉછળ્યો હતો. તેનો એકેએક શબ્દ દ્રઢતાથી ઉચ્ચારાતો હતો. તેણે “દેહં પાતયામી યા કાર્યં સાધયામિ” જેવો નિશ્ચય કર્યો હતો. લીલા તેના તરફ ભય અને વ્હાલની મિશ્રિત લાગણીથી જોઇ રહી. એજ વખતે બારણા પર કોઇએ ધીમા ટકોરા માર્યા.

“અત્યારે કોણ હશે ?” લીલા બોલી.

“પાંચ ટકોરા થયા. જા ઉઘાડ” અનિરૂધ્ધે જવાબ આપ્યો. લીલાએ બારણાં ઉઘાડયા અને એક લાંબો, કદાવર ભગવા વસ્ત્રધારી પચાસ પંચાવન વર્ષનો તેજસ્વી પુરૂષ ગૌરવભર્યાં ડગલાં ભરતો ઓરડામાં દાખલ થયો.

"પધારો દેવ !—" અનિરૂધ્ધે સસ્મિત આવનારને આદર આપી પોતાની પાસે બેસાડયો.

લીલા દ્વાર બંધ કરી થોડેક દૂર સોડિયું વાળી બેસી ગઇ.

એ તેજસ્વી સાધુનું નામ સ્વામી આનંદ હતું સાધુ થવા પહેલાં એ ગોકળદાસને નામે ઓળખાતો બાળપણથીજ સોનાના ઘુઘરા સાથે રમેલા હોવાથી એને ઉંચામાં ઉંચી કેળવણી મળી હતી. પણ ૧૯૦૫ માં બી. એ. થતાંજ એ વીફર્યો એણે વહેવાર જગત્ છોડી તરંગીઓની દુનિયામાં મહાલવા માંડયું. પ્રાચીન ભારતની પરાધીનના એને સાલી. બંગાલના ભાગલાએ એના યુવાન હૃદયને હલમલાવી નાખ્યું. ગુજરાતમાં એણે સ્વદેશીની હાંક મારી એને સ્વદેશી વસ્ત્રોના પ્રચાર માટે રાજદ્રોહી ગણવામાં આવ્યો અને એ પાંચ વર્ષ સરકારની મહેમાનગીરી ચાખી આવ્યો, તિલક, અરવિંદ ઘોષ, સ્વામી વિવેકાનંદ અને રામતિર્થને એણે જોયલા. ગોખલેના દશાભિમાનમાં એને મોળાશ લાગી. ફીરોઝશાહ મહેતા ખંધા મુત્સદ્દી જણાયા. તિલકમાં બ્રાહ્મત્વની ગંધ લાગી. અરવિંદ ને વિવેકાનંદ એને ગમી ગયા. રામતિર્થને વંદન કરી એણે છોડી દીધા કેમકે હજુ એ "અખિલ વિશ્વ બ્રહ્મમય છે" એમ ગણી લઇને વિરકત થવા માગતો ન્હોતો. જેલમાંથી છુટયા પછી એ કોઇને પણ કહ્યા વિના અચાનક અલોપ થઇ ગયા. સરકારી જાસુસોને કંઇ પત્તો ન મળ્યો છતાં "ઉપરી સાહેબ" ગુસ્સે ન થાય તે માટે તેઓએ રિપોર્ટ કર્યો કે ગોકળદાસ અફઘાની-સ્તાનને રસ્તેથી દેશ છોડી ગયો છે. એના કુટુંબીઓ "છોકરાને રાજકારી ભૂત વળગ્યુ છે" એમ માની એને "કપુત" ગણીને રોઇ રહ્યા. પણ ગોકળદાસે જુદીજ દિશા લીધી હતી. એ કેદમાંથી છૂટી ભટકતો થઇ ગયો. છૂપે છૂપે વેષે, જૂદે જૂદે નામે એ આખા

દેશમાં રખડી આવ્યો. પ્રજાની–ગરીબ આમ પ્રજાની કંગાળ દશા જોઇ એનું દીલ દાઝી ગયું. એકાદવાર એને જર્મન જાસુસોએ હિંદમાં બળવો જગાડવા માટે ઉશ્કેરી જોયો પણ હવે ગોકળદાસનું દીલ થાકી ગયું હતું. એણે પ્રજાની નબળાઇ પ્રત્યક્ષ જોઇ હતી અને આ પ્રજા કદિ પણ વિજયી બળવો ન કરી શકે એવી એની ખાત્રી થઇ ગઇ હતી. આથી એણે જર્મન જાસુસોની માગણી તુચ્છકારી કાઢી અને પોતે નાનાં નાનાં ગામડામાં બની શકે તે પ્રમાણે પ્રજાની સેવા કરવા લાગ્યો. ભમતો ભમતો એ મધુપુર પહોંચ્યો. અહિં આવતાંજ એનું કોમળ હૃદય લાચાર પ્રજાની પીડા જોઇ દ્રવી ગયું. આ સમયે તે ભગવા વસ્ત્રો પહેરતો હતો અને સ્વામી આનંદને નામે ઓળખાતો હતો. મધુપુરમાં તેણે છૂપી રીતે પ્રજાને જાગ્રત કરવા માંડી કેમકે મદનસિંહના રાજ્યમાં કોઇ પણ જાતની જાહેર સભા ભરાય એ આકાશ કુસુમવત્ વાત હતી. એ એકલો કંઇ કરી શક્યો નહિ. પણ અનિરૂધ્ધ બહારવટીઓ થતાં એને ઉત્સાહ આવ્યો. એણે અનિરૂધ્ધ પર જબરો પ્રભાવ પાડ્યો. અનિરૂધ્ધ એનું તેજ જોઇ નમી ગયો અને સ્વામીના નેતૃત્વ નીચે બંડની તૈયારી કરવા તૈયાર થયો.

આવો વિચિત્ર સાધુ અત્યારે અનિરૂધ્ધની પાસે આવી બેઠો હતો. અનિરૂધ્ધ નમન કરી પ્રથમ કુશળ સમાચાર પૂછ્યા અને વાત ઉપાડી:

"સ્વામીજી! મેં આજે લૂંટના હુકમો આપી દીધા છે. કાલે નગર શેઠ અને ગેમાજી મારવાડીની તીજોરીઓ લૂંટાશે અને તે સાથેજ ફોજદારનું ખુન થશે."

"હું!" સ્વામી હસ્યો.

"એકવાર પૈસા હાથમાં આવે કે તરત આપણે અમેરિકા અને જર્મનીથી દારૂગોળો, બંદુકો, રાઇફલો અને કારટ્રીજો મંગાવવા માંડીશું."

"પછી ?"

"પછી ખુલ્લો બળવો કરી મદનસિંહને ભૂ પીતો કરી નાખીશું—"

"અને એ બધું બ્રિટિશ રેસીડંટ ચુપચુપ જોઇ રહેશે ?" સ્વામીનો સ્વર ગંભીર થયો.

બ્રિટિશ સરકારને આ રાજ્યની આંતરિક બાબતમાં માથું મારવાનો શો હક્ક છે ?"

"હક્ક તો નથી પણ બ્રિટિશ સરકાર આપણા બંડને કચરી નાખશે જરૂર—"

"શા માટે ?"

"તહનામાની સરત એ છે કે મધુપુરના રાજાએ લશ્કર રાખવું નહિ પણ બ્રિટિશ સરકારને દર વર્ષે એક લાખ રૂપિયાની ખંડણી આપવી —"

"અને તેના બદલામાં ?"

"તેના બદલામાં બ્રિટિશ સરકાર મધુપુરનું પર રાજ્યના હુમલા તથા આંતરિક બળવા સામે રક્ષણ કરશે."

"એનો અર્થ એ કે મધુપુરની પ્રજાનું રક્ષણ બ્રિટિશ સરકાર ન કરે અને એ પ્રજા પોતાના રાજાના ત્રાસથી ત્રાસી તેની સામે થાય ત્યારે તેને કચડી નાખવાને બ્રિટિશ મશીન ગનો દોડી આવે—"

"મઝાજ એ છે ને! કરાર તે કરાર! આપણા મૂર્ખા દેશી રાજાઓ સમજ્યા કે ચાલો, લશ્કર રાખવાની કડાકૂટ ગઇ પણ તેમને ભાન ન રહ્યું કે એમ કરવાથી તેઓ બ્રિટિશ સરકારના જડબામાં આખાને આખા ચવાઇ જશે."

"આનું પરિણામ એ આવ્યું છે સ્વામી! કે દેશી રાજાઓ સ્વચ્છંદી, ઐયાસી અને આળસુ થઇ ગયા છે."

"અને તેથીજ બ્રિટિશ રેસીડંટને રાજાઓ સલામ ભરતા થયા છે."

"આહ! મને એવું થાય છે કે આવા અંધેર દેશી રજવાડાની હસ્તી ચાલુ રાખવા કરતાં કોઇ ડેલહાઉઝી આવીને બધા દેશી રાજ્યો ખાલસા કરે તો બહેતર!—" અનિરૂધ્ધ ઉકળી ગયો.

"તેમ થશે તો આપણી રાજસંસ્થાનો જે થોડો ઘણો અવશેષ રહ્યો છે તે પણ નાબુદ થઇ જશે."

"મદનસિંહ જેવા ચીત્તાઓના રાજ્ય ઉખડી જાય તો તેથી હિન્દુસ્થાન રંડાવાનું નથી."

"હિન્દુસ્થાન રંડાવાનું નથી એ ખરૂં. પણ એમ થશે તેથી હિન્દુસ્થાન મંડાવાનું છે ખરૂં?" સ્વામીએ સામો પ્રશ્ન કર્યો.

અનિરૂધ્ધ વિચારમાં પડયો.

"સ્વામી! તમે જાણો છો કે બ્રિટિશ હિન્દુસ્થાન કરતાં આપણા દેશી રજવાડામાં વધુ આપખુદી અને જૂલમનો દોર ચાલી રહ્યો છે.

દેશી જૂલ્મો સાથે સરખાવતાં ગોરાઓના જૂલ્મો કુછ બીસાદમાં નથી. અંગ્રેજ સરકાર મીઠાપર કર લે છે, દેશી મીલોપર એક્સાઇઝ જગાત નાખી લેંકેશાયરનો સ્વાર્થ સાધે છે, જમીન મહેસુલ રૂપે ભારી ભરણું લે છે, નહેરો કરતાં રેલ્વે પાછળ વધુ પૈસા ખરચી પરદેશીઓને આબાદ બનાવી હિંદની પ્રજાને ગરીબ બનાવે છે એ બધું ખરૂં ! પણ એના જૂલ્મો સુક્ષ્મ છે."

"અને દેશી રાજાઓના જૂલ્મો પ્રત્યક્ષ છે."

"હા. ક્ષયરોગ જેવો સુક્ષ્મ રોગ સારો કે તરત જાન લેનારો ગોળીબાર ?"

"ગોળીબાર."

"બરાબર. તો પછી દેશી રાજાઓની સંસ્થા નાબુદ કરવાની તુ શા માટે ઇચ્છા રાખે છે ?"

"એટલા માટે કે તમે બ્રિટિશ સરકારને ક્ષયરોગી જંતુની ઉપમા આપો છો તેમ હું આપતો નથી. એ સરકારે ઉંદરની પેઠે પ્રજાને ફોલી ખાધી છે—"

"એ રૂપકનોજ ફરક છે—વસ્તુતઃ વાત એકની એકજ છે."

"નહિ. બ્રિટિશ રાજ્યની હદમાં પ્રજા ખુલ્લા દીલથી પોતાના સંકટો રજુ કરી શકે છે, ત્યાંની ધારાસભાઓમાં પ્રજાના પ્રતીનીધીઓ સરકારના એકે એક કામનો હિસાબ માગે છે જ્યારે અહિંયા તો રાજા કહે તેજ બ્રહ્માક્ષર ! અને રાજા પણ કેવો ? સ્ત્રીઓની દલાલી ખાનારા નીચ હજુરીઆઓની સલાહ પ્રમાણે ચાલનારો !—"

"એ બધું ખરું. પણ તેટલા માટે એ રાજાઓની સંસ્થા નાબુદ કરવાની જરૂર નથી."

"ત્યારે ?"

"ઇંગ્લંડની પેઠે આપણા દેશી રાજાઓને સનદશીર રાજકર્ત્તા બનાવી પ્રજાપ્રતિનિધિ મંડળને જવાબદાર બનાવો–"

"એ દિવસ તો સોમવતી અમાસને શુક્રવારે આવે તો આવે !"

"કેમ ?"

"જે જગ્યાએ પ્રજા બીલકુલ બોલીજ ન શકે ત્યાં પ્રજા પ્રતિનિધિ મંડળની સ્થાપનાની આશા રાખવી એજ મુર્ખાઇ છે."

"વડોદરા, ભાવનગર, ત્રાવણકોર, કોચીન, માઇસોર ને રાજકોટમાં એવાં મંડળો નથી સ્થપાયાં ?"

"તેમની સત્તા શી છે ?"

"બ્રિટિશ રાજ અમલ નીચે હસ્તીમાં આવેલી પહેલી ધારાસભાની સત્તા કેટલી હતી ?"

"૧૯૧૯ ના રિફોર્મ એક્ટથી તો થોડીક સત્તા મળી છે ને ?"

"હા. પણ તે કેટલે વર્ષે ?"

"ભલેને દશ વર્ષે મળી હોય. પણ ત્યાં એવી ચળવળ રાજ્ય કરવા દે છે ને ? દેશી રાજ્યોમાં તો પ્રજા રાજાને માનપત્ર આપવા સિવાય બીજી કોઈ જાતની સભાજ ભરી શકતી નથી. તેથી તો

તમારે ને મારે આમ છૂપી રીતે બંડની તૈયારી કરવી પડે છે." અનિરૂધ્ધે નિસાસો નાખ્યો.

"અનિરૂધ્ધ ! નિરાશ થવાની જરૂર નથી. આપણે જે તૈયારી કરીએ છીએ તે ખુલ્લા બળવાની તૈયારી નથી." સ્વામી આનંદ ગંભીર સ્વરે બોલ્યા.

"ત્યારે ?" અનિરૂધ્ધ ચમક્યો. હજુ તે સ્વામીની આખી શેતરંજ સમજી શક્યો ન્હોતો.

"હું મદનસિંહનેજ પદભ્રષ્ટ કરવા માગું છું."

"તો એના પછી બીજો જુલ્મી આવશે."

"નહિ. એના પછી પ્રજા પ્રતિનિધિ મંડળ સ્થપાશે."

"ઠીક જેવી આપની મરજી !"

અત્રે ચર્ચાનો અંત આવ્યો અને આ બે ખટપટીઆ પુરૂષો પોતાની અરાજક યોજના વિષે ધીમે ધીમે વાતચીત કરવા લાગ્યા.

# પ્રકરણ ૧૪ મું.

## નઝીર બેગમ.

પૂર્ણિમાની રાતનો ચન્દ્ર સોળે કળાથી ખીલ્યો હતો. જાણે રાત્રીદેવીને પ્રેમરસમાં રસબસ કરી રહ્યો હોયની તેમ ચન્દ્ર અમી વરસાવી રહ્યો હતો. શિતલ પવનની મંદ મંદ લહરી સંસારીઓનો થાક ઉતારી રહી હતી અને પ્રેમીઓને અજબ આનંદની ઘેન ચઢાવી રહી હતી. ચન્દ્રના ધવલ રમ્ય કિરણો સ્નેહીઓના કાનમાં પ્રેમના કંઇ છુપા મન્ત્રો ગણગણી રહ્યાં હતાં અને રજની પ્રિયતમના સહવાસમાં આનંદઘેલી બની ગઇ હતી.

મધુપુરની પ્રજા આ વખતે ઉંઘમાં પડી હતી પણ તેનો ભાવી રાજા જાગતો પડયો હતો. મદનસિંહને રાજ્યના ખેડુતો ભુખ્યા સુતા છે કે પેટ ભરીને તે જાણવાની દરકાર ન્હોતી. રાતના અગિયાર વાગવા આવ્યા હતા. અનિરૂધ્ધના ખડેરમાં આ વખતે છુપા અરાજકો રાજ્યને ઉથલાવી નાખવાની વાત કરી રહ્યા હતા; કોઇના ખૂનની બાજી રમાતી હતી; કોઇને લુંટવાની યોજના ઘડાતી હતી તે વખતે જેને માથે બંડનો ભયંકર જ્વાળામુખી સળગી રહ્યો હતો તે નઝીર બેગમની મહોબ્બતમાં ને શરાબના નીશામાં ચકચુર થઇ રાજમહેલની ભવ્ય આરસની અગાશીપર મુલાયમ ગાદી તકીયાપર પડયો પડયો હુક્કો પીતો હતો. મધુપુરમાં એવા અનેક રંક ખેડુતો હતા કે જેમનાં બાળબચ્ચાં ભુખે ટળવળતા નિંદ્રાદેવીની કુંફાળી ગોદમાં લપાઇ ગયાં હતાં. અનેક કમનસીબ મનુષ્યો સ્વપ્નામાં "હાય! અન્ન! હાય અન્ન!" નો પોકાર કરતા હતા. તેમના પાપી પેટનો ખાડો પૂરવા માટે ચાર આનાની જરૂર હતી. પણ તે તેમને મળતા ન્હોતા. બીજી બાજુ એજ પ્રજાનો માલીક—એ પ્રજાનો મા બાપ

ગણાતો શયતાન રાજકુમાર—સોળ સોળ રૂપિયાની કિમ્મતની શેમ્પેનની બાટલી ખાલી કરતો હતો. એની એક સીગરેટ એક રૂપિયાની થતી ને તે એક ગરિબ કુટુંબને એક દિવસ જીવાડવાને પુરતી હતી. એના હુક્કાનો ગુડાકો ખાસ બંગાલથી ભારી કિમ્મતે મગાવવામાં આવ્યો હતો. એની સામે બેઠેલી લખ-નોની તવાયફ નઝીર જાનની પાછળ મદનસિંહે લાખો રૂપિયાની હોળી કરવાનો નિશ્ચય કર્યો હતો. ટુંકામાં એ પ્રજાના ખુનપર જીવી રહ્યો હતો. પ્રજાની ખાખપર એ પોતાના ક્ષણિક વિલાસની ઇમારત ચણી રહ્યો હતો. જુલ્મના પાયાપર એ રાજ્યના મિનારા ટકાવી રાખવા ચાહતો હતો. દાબ અને ધમકીથી પ્રજાની આહને સમાવી દેવાની એના મગજમાં રાઇ હતી.

અગાશીમાં સુંદર ટરકીશ ગાલીચાપર મુલાયમ ગાદી પાથરી એ રેશમી તકીયાને અઢેલી આડો પડયો હતો. એની બાજુમાં ચાંદીના પ્યાલામાં શરાબ પડયો હતો. એના મ્હોંમાં હુક્કાની નળી હતી અને તેમાંથી મધુપુરના ભાવીના ધુમાડા નીકળી રહ્યા હતા. એનું માથું ખુલ્લું હતું. શરાબના નીશાથી આંખોમાં અને મ્હોંપર લાલી આવી હતી. દીલમાં મસ્તી ભરાઇ હતી અને અંગ પ્રત્યંગમાંથી બેદરકાર યથેચ્છ વિલાસની વાસ નીકળતી હતી. એના હોઠપર મંદમંદ હાસ્ય હતું અને એની કામી આંખો સામે બેઠેલી જોબનના બ્હારમાં ખીલતી યુવતીને ટીકી ટીકીને જોઇ રહી હતી.

મદનસિંહની સામે બન્ને પગ વાળીને તવાયફની ઢબે હાથમાં દીલરૂબા લઇ બેઠેલી યુવતી લખનૌની નર્તકી નઝીર બેગમ હતી. નઝીર બેગમની આંખોના કટાક્ષ એટલે કાતિલ કટારી! એના અંગનો મરોડ એટલે કામીઓના દીલ બાળી મુકવાની જડીબુટ્ટી! એની મસ્ત

ઉન્નત છાતીનું હલન એટલે ગજબ-કયામત ! પંજાબની આબો હવાની નિશાનીરૂપે એના ગાલોપર રાતી સુરખી હતી. એની કાતિલ આંખો સુરમાથી ઓર કાળી બની હતી. એના ઢીલા રેશમી ખમીશથી ઢંકાયલા એના ઉન્નત હૃદયાંબુજો એની મસ્ત જુવાનીને આશિષ દેતાં હતાં. એના કાળા ભમ્મર જેવા વાળની ચોટી એના કોમળ સ્કંધ-પરથી એની છાતીપર લટકી રહી હતી અને પગમાં પહેરેલી પહોળી રેશમની ઇજાર પવનમાં ફરફર ઉડતી હતી. ઇજાર અને ખમીશની ઉપર નર્તકીએ પાતળી ટુંકી ઓઢણી ઓઢી હતી પણ તે એના શરીરપર ઉડયા શિવાય કંઇ કાર્ય સાધતી ન્હોતી. એના લાલ પરવાળા સમા ઓઠપર ગજબનાક હંસી છવાઇ હતી અને એ મદનસિંહની જાણે સુલતાના હોયની તેમ દમામથી બેઠી હતી. એ સ્ત્રી ન્હોતી— માનો કયામતની પુતળી હતી ! ખુદાએ એને જાદુઇ સુરીલા સુરની બક્ષીસ કરી હતી. એ ગાતી ત્યારે પવન સ્થિર થઇ જતો અને સાંભળનારા એના સંગીત સિવાય આખી આલમની હસ્તી ભુલી જતા. ૧૫ અને જોબન એના સબળ હથીઆર હતા. એની સંગીત-કળા એના આકર્ષણમાં ઓર વધારો કરતી હતી. પણ એનામાં એટલુંજ ન્હોતું. નઝીર બેગમમાં અનેક જાતના સંસ્કાર ભર્યા હતા. એણે સારી કેળવણી લીધી હતી. ઉર્દુ અને હિન્દુસ્થાની શિવાય એ થોડુંક અંગ્રેજી પણ જાણતી હતી. ચિત્રકળા અને સંગીતકળાની એ દિવાની આશુક હતી. તેની બુદ્ધિ તીવ્ર અને સમજશક્તિ ગંભીર હતી. ખરેખર, એ કોઇ રાજઘર શોભાવવા ઘડાઇ હતી અને તરંગી પ્રહાએ સોમરસની ધુનમાં એને કોઇ તવાયફને ત્યાં વગર વિચારે ફેંકી દીધી હતી.

એને લખનોમાં મદનસિંહે પહેલવહેલી જોઇ. અને જોતાંજ આ પરીને મલ્લપુરના રણવાસમાં ખેંચી જવાનો તેણે નિશ્ચય કર્યો. નઝીર

લખનૌના એયાશી છેલબટાઉઓથી કંટાળી ગઈ હતી. એના દીલમાં એણે અનેક મહત્વાકાંક્ષાઓ પોષી હતી. એને રાજ કરવાનો—સત્તા ચલાવવાનો ભારે શોખ હતો. એ લખનૌમાં હતી ત્યારે પણ દાસ દાસીઓ સાથે દમામથીજ કામ લેતી. એના રંગીલા આશકોપર ગૌરવ ઝમાવવામાં એ નીપુણ હતી. જ્યાં નયનનો ઇસારો કામ કરી શકતો ત્યાં એ કદિ આલિંગનનો લ્હાવો ચખાડતી નહિ. એ સંગીત વેચવા માગતી ન્હોતી ને છતાં વેચતી હતી. એના શરીરને એ અમુલ્ય ગણતી હતી છતાં એ શરીર પૈસાના લોભે ભ્રષ્ટ થયું હતું. પણ એ સઘળી ભ્રષ્ટતામાં એ પોતાનો સત્તાપ્રિય દમામ જાળવી શકી હતી. લાખો રૂપિયાના માલીકોની એનાપર મહેરબાની હોવા છતાં એણે કોઇની કદમબોસી કરી ન્હોતી. એની પાસે, કમળની પાસે ભ્રમરો આવે છે તેમ, એના આશકો આવતા ને જખ્મી થઇ ચાલ્યા જતા. જે એ કમળમાં કેદ પુરાતો તેનો મોતજ છુટકારો કરી શકતું. નઝીરના સૌન્દર્ય પાછળ લખનૌમાં એક જમીનદાર પાયમાલ થઇ ગયો હતો અને બીજા એક શ્રીમંતની તીજોરી ખાલી થઇ જતાં નઝીરે તેને હાંકી કાઢયો ત્યારે એ મુર્ખ પાગલ આપઘાત કરી નઝીરનો જાપ જપતો મરી ગયો હતો. એ આશકોની કબરપર નઝીરે કદિ ફુલ ચઢાવ્યાં ન્હોતાં છતાં હજુ એની જુવાનીપર મરવાને ઘણાય ઉલ્લુઓ તૈયાર હતા.

મદનસિંહે એને મધુપુર આવી પોતાનો રણવાસ શોભાવવા માટે સવા લાખ રૂપિયાનો હીરાનો હાર એના પર ન્યોછાવર કરી નાખ્યો અને દર મહિને રાજમહેલના રંગરાગ ઉપરાંત પાંચ હજાર રૂપિયાના પગારની લાલચ આપી. નઝીરને પૈસાની દરકાર ન્હોતી. લક્ષ્મી તેને પગે લાગતી આવતી હતી. સંયુકત પ્રાંત અને પંજાબના શોકીન શ્રીમંતો એના પગની જુતીને ચુમવા માટે હજારો રૂપિયા

સહકે કરવાને તૈયાર હતા. મદનસિંહને જોતાં એનો સત્તાપ્રિય સ્વભાવ ઉછળી આવ્યો. એણે મધુપુરના તખ્ત પર બેસવાનાં સ્વપ્નાં જોયાં. એને પ્રધાનો અને ન્યાયાધિશો પર સત્તા ચલાવવાની હોંસ થઇ. એ રસ્તા પરથી ચાલી જતી હોય ત્યારે હજારો પ્રજા જનો એને ઝૂકીને ઝૂકીને સલામ કરતા એને સ્વપ્ન પ્રદેશમાં નજરે પડયા. એ મનમાં મલકાઇ અને રાજદ્વારી શેતરંજ રમવાને તૈયાર થઈ. મદનસિંહના પૈસાને ખાતર નહિ પણ તેના પ્રેમને ખાતર તે મધુપુર આવવાને રાજી છે એમ કહીને તેણે કામી રાજકુમારને પાણી પાણી કરી નાખ્યો અને તે મધુપુર આવી.

નઝીર આવતાંજ તેણે તેની સત્તાનો પ્રભાવ બતાવવા માંડયો. અત્યાર સૂધી મદનસિંહના રંગમહેલમાં અંગ્રેજી ફેશનનું વર્ચસ્વ હતું. નઝીરે અંગ્રેજી ફેશનનું થોડુંક ફરનીચર રાખી બધી ચીજોને તિલાંજલી આપી. તેણે મુગલ રંગ મહેલની અયશઆરામની વસ્તુઓ મદનસિંહના મહેલમાં ભરી દીધી. ખુરશીઓને બદલે ગાદી તકીયા નખાયા અને સીગરેટ તથા ચીરૂટની જગ્યા હુક્કાએ લીધી. દારૂના ગ્લાસ અને સુરાહી પણ મુગલ ઢગના આવ્યા. એ આવી ત્યારથી રાજમહેલના રસોડામાં મુગલાઇ ખાણું પકાવા લાગ્યું અને શયનગ્રહમાંથી પીઆના અને ફીડલને પાણીચાં મળ્યા. મદનસિંહને આ પરિવર્તન ગમી ગયું. અત્યાર સુધી તે અંગ્રેજી ફેશનનો રસીઓ હતો. સ્હવારે ટેબલ પર નાસ્તો લેતો, અંગ્રેજી વસ્ત્રોમાંજ ફરતો અને "સાહેબ" બનીનેજ જીવતો. એનો બાપ કોઇ અંગ્રેજ ન્હોતો તે માટે એને કોઇ કોઇવાર ભારી શોક થતો. હવે તે મુગલાઈ જનાનાનો રંગરાગ અનુભવી રહ્યો. નઝીરે તેને સતાર અને દીલરૂબાના સંગીતથી મુગ્ધ કરી નાખ્યો. સફેદ ચંદની

જેવું પાતળું પહેરણ અને ઇજાર પહેરી ગાદી તકીએ અઢેલીને આરામથી બેસવામાં હવે રાજેશ્રીને અનેરિ મોજ જણાવા લાગી.

"પ્રિન્સ ! તમારા રાજ્યની મહેસુલ કેટલી ?" નઝીરે શેમ્પેનની બાટલી બાજુએ મુકી શીરાઝી શરાબનું જામ ભરી, મદનસિંહને પાતાં પાતાં પૂછ્યું.

"હશે ! ચાળીસેક લાખની–કેમ ?" બેદરકાર જવાબ મળ્યો.

"હું એટલા માટે પૂછું છું કે આપણી મહેસુલ વધારી ન શકાય ?"

"મહેસુલ વધારવી એમાં મોટી ધાડ શી મારવાની છે ? નવા કર નાખ્યા એટલે મહેસુલ વધી ! ... પણ તારે એ પંચાત શા માટે ? તું તારે જોઇએ તેટલા ખર્ચ્યા કરને ! તું માગે તેટલી રકમ તને એકદમ આપી દેવાનો મેં ખજાનચીને હુકમ કરી દીધો છે—"

હું મારા ખર્ચની વાત કરતી નથી. રાજ્યના એટલે તમારા કલ્યાણની વાત કરૂ છું."

"મને એ ખટપટ આવી મોજની વખતે ગમતી નથી. મને ગમે છે બસ તું, શરાબ અને વિલાસ !—

"જહાંગીર બાદશાહ પણ એમજ કહેતો હતો—"

"શું કહેતો હતો ?"

"હો આધ શેર કબાબ મુઝકો એક શેર શરાબ હો તુરેજહાંકો સલ્તનત હો ફીર ખૂબ હો કિ ખરાબ હો–" નઝીરે નયન નચાવતાં કહ્યું.

"જો એમ હોય તો મુગલવંશનો સૌથી સુખી શહેનશાહ જહાંગીરજ હોવો જોઇએ—"

"અને તમે પણ તેના જેવાજ છો–"

"બરાબર ! મારે પણ એમજ છે. શરાબની મસ્તીમાં ચકચૂર થઇ અયશ આરામ કરવા ને તારા જેવી નુરજહાંના અધરરસનું પાન કરવું—એથી વધુ સુખ સ્વર્ગમાં પણ નહિ ભર્યું હોય—"

"હું કંઇ તમારી નુરજહાં નથી—"

"ત્યારે ?"

"એક નાચીઝ બાંદી !—" નઝીરે પાસા ફેંકવા માંડ્યાઃ "કાલે સ્હવારે તમે મને લાત મારો તો મ.રૂં કંઇ ચાલવાનું છે ? તમારી રાણી—"

"જહન્નમમાં ગઇ એ રાણી !—" મદનસિંહ નઝીરને નજીક ખેંચી બોલ્યો. "ખુદાને ખાતર એનું નામ ન લે. તું મારી સુલતાના છે. તું મારી હૃદયદેવી છે. તું મારી બીનું નામ દે છે ત્યારે મને તાવ ચઢી આવે છે..."

"આજસુધી ન્હોતો ચઢતો ?"

"આજસુધી તું ન્હોતી."

"કાલે મારી જગ્યા કોઇ બીજી બેસે ત્યારે મારૂં નામ સાંભળી તમને બોખાર નહિ ચઢી આવે ?" નઝીરે તાણો માર્યો.

"નહિ. નહિ. તારા કરતાં વધુ ખુબસુરત પરી વિધાતાએ ઘડીજ નથી."

"પણ એ તરંગી ખુદાનો વિશ્વાસ શો ? કાલે સ્હવારે મારા કરતાં ખુબસુરત પરી ઘડીને એ તમારી પાસે મોકલે તો ?"

"તું નકામી ગુસ્સે થાય છે. હું તને કદિ ભુલવાનો નથી. આ કાતિલ નયનો, આ મનોહર ઝુલ્ફ, આ પરીસમી ખુબસુરતી કદિ ભુલાય ખરી ? નઝીર ! વ્હાલી ! તુંજ મારી સુલતાના છે અને હંમેશા સુધી રહેશે."

"હું તમારી સુલતાના થઇશ ?" નઝીર રૂપેરી ઘંટડી સમું હસી.

"હા."

"તો સુલતાના તરિકે તમારા રાજ્ય કારભારમાં પણ હું માથું મારીશ..."

"એમ ? તો મારો બોજો હલકો થશે."

"હું તમારા રાજ્યની લગામ હાથમાં લઉં તે તમને ગમશે ?"

"તું જે કરશે તે મને ગમશે. પણ નઝીર ! રાજ્યની ખટપટ તારે શા માટે જોઇએ ?"

"મારા રાજકુમારને આરામ આપવા માટે."

"શાહબાશ !" કહી મસ્ત રાજકુમારે નઝીરના લાલ લાલ અધર ચુમી લીધા. "જો નઝીર ! તારી મરજી રાજ્ય ચલાવવાનીજ હોય તો મારી ના નથી. પણ અત્યારે તો તારા સ્વર્ગીય કંઠનું અમૃત મને પીવા દે..."

"જેવી આપની આજ્ઞા—" કહી નઝીર પોતાના વિજય માટે મલકાતી જરા દુર જઇ બેઠી અને બીજી પળે તેની કોમળ આંગુલી

દીલરૂબાના તારપર વીજળીક વેગે ફરવા લાગીઃ સુર મેળવાતાં તેણે મસ્ત ગઝલ છોડી,

"સાકીને મસ્ત નરગિસે મસ્તાના કર દિયા;
ઐસી પીલાઇ આજ કિ દિવાના કર દિયા..."

"ઓહો! સચમુચ દિવાના કર દિયા..." મદનસિંહ લવ્યો.

નઝીરે વાતાવરણ સંગીતના આલાપથી ગજાવી મુકયું.

ઠંડા રહે કિ જીસને લગાઈ જીગરમેં આગ;
ઠંડા રહે કિ જીસને............
લગાઇ જીગરમે આગ;
શમ–એ–જમાલ કા મુઝે પરવાના કર દિયા,
મેરા શબાબ દેખકર જાતે રહે હુબાબ;
ફસ્લે બહારને ઉસે દીવાના કર દીયા.
સૌં સૌં કો મસ્ત કરતે હૈ યહ એક નિગહમે...
સૌં સૌં કો મસ્ત કરતે હૈ............
યેહ એક નિગહમેં.

"યહ એક નિગહમે" ગાતાં નઝીરે એવી રીતે આંખો નચાવી કે મદનસિંહ તદન પાગલ થઇ ગયો.

સૌં સૌં કો મસ્ત કરતે હૈં, યહ એક નિગહમેં
જીસ બજમમેં ગયે ઉસે મયખાના કર દીયા...

"શાહબાશ! મરહબ્બા! આફીન! ......એક પ્યાલી પીલા દો જાની!..." રાજકુમારનો ઉન્માદ વધવા લાગ્યો. નઝીરે તેને

એક પ્યાલી ભરી આપી. એક ઘુંટડે તે ગટગટાવી જઇ મદનસિંહ બોલ્યો:

"એક ઓર ચીજ સુના પ્યારી!"

"જો હુકમ!" નઝીર બોલી અને બીજી દર્દી કવ્વાલી છેડી:

હયાત મૌત કે પહલુ દીખાય જાતે હૈ
ચિરાગે કબ્ર જલાકર બુઝાય જાતે હૈ...
લો અબ ન હશ્રમેં તુમ હમકો બેવફા કહના......"
"નહિ. કભી નહિ કહુંગા—" મદનસિંહ હસીને બબડ્યો.
"લો અબ ન હશ્રમેં તુમ હમકો બેવફા કહના
યહ કહકે કબ્રપે આંસુ બહાય જાતે હૈ.
વહ તીર ખીંચતા હૈ ઔર ખીંચ નહિ સકતા
દહાને જખ્મે જીગર મુસ્કુરાયે જાતે હૈ.
મોઆફ રખીએ કિ આતી હૈ બુએ ગૈર ઉનમેં
જો ફુલ મેરી લહદપર ચઢાયે જાતે હૈ.
તુંહીને એ દીલે-નાદાં બીગાડ દી આદત;
વહ રૂઠે જાતે હૈ ઇતના મનાય જાતે હૈ..."

દેહલી લીટી નઝીરે ઉલટાવી ઉલટાવીને ગાઇ અને મદનસિંહ આ જાદુગરી નર્તકીના પ્રેમમાં પાગલ થઇ ગયો.

# પ્રકરણ ૧૫ મું.

## મિસ લીલીઅન.

ગંગા ડોશીને ત્યાં રાધા દિન પર દિન પાવરધી થવા લાગી. મિસ લીલીઅન તેને રોજ ભણાવવા આવતી હતી. દુર્ગા નામની દક્ષિણી નાયકણ તેને સંગીત શીખવતી હતી. ગંગા ડોશી રઘુનાથને વારંવાર ચીરીને રાધાને અત્યંત આરામમાં રાખતી હતી અને રાધા પોતાની જાદુઇ જુવાનીને આશિષ દેતી એ બધા પર રાજ ચલાવી રહી હતી. થોડાજ સમયમાં તે ગુજરાતી લખતાં વાંચતાં શીખી ગઇ અને અનુભવને પ્રતાપે ભાગ્યું તૂટયું અંગ્રેજી બોલવા લાગી. જે અંગ્રેજી શબ્દો એને આવડી ગયા તેનો હવે એ વાતચીતમાં છૂટથી ઉપયોગ કરવા લાગી અને એ જ્યારે એવું ધેડ ગુજરાતી બોલતી ત્યારે સાંભળનારને ગલગલિયાં થયા વિના રહેતા નહિ. રોજ રોજ એના વિલાસ વધતા ગયા. દિલરૂબા પર સારેગમ વગાડતાં આવડી અને એ સંગીત શાસ્ત્રની બારાખડી રૂપ

અરર ! હાયરે ! શું હવે કરૂં ?

ગાવા લાગી એટલે એને મસ્ત અભિનય અને આંખોના ઈશારા સાથે શૃંગારી ગાયનો ગાવા બજાવવાનો શોખ થયો. પ્રભુએ એના ગળામાં પણ મીઠાશ ભરી હતી. સંગીત શીખતાં એને ઝાઝી મુશ્કેલી ન નડી. જાણે કર્મ સંજોગે એની કળા પર કાટ ચઢી ગયો હોયની તેમ દુર્ગાબાઇએ એના પર ચઢેલો અજ્ઞાનનો કાટ ધોઇ નાખ્યો અને રાધાની સંગીત વિદ્યા સતેજ થવા લાગી. ત્રણ ચાર મહિનામાં તો એ કામાટીપુરાની ભીખારણ મટી ગઇ. રઘુનાથને "વિલાસ ભવન"માં તાબે થતી આશ્રિતા મટી ગઇ.

ગંગા ડોશીના ઘરમાં શરૂઆતમાં બે ચાર દિવસ ગરીબ ગાય જેવી રહેતી મુગ્ધા મટી ગઇ અને એ સૌન્દર્ય અને જોબનની રાણી બની. હવે એ "ખૂને જીગરકો પીતી" લલકારીને કામીઓના હૈયાં હેલે ચઢે એમ ગાવા લાગી.

"કાના મત ડારો પીચકરી..." વાળું નાવકનુંનું ગાયન એ એવા હાવભાવથી ગાતી કે એની ફૂટતી જુવાની કામીઓને માટે પ્રલય-કાળજ આણી મૂકશે એવો ઘડીભર ભાસ થઇ જતો.

મિસ લીલીઅન એની શિક્ષિકા હતી. આ બાઇ કતારગામના કોઇ રંક ઘેડને ત્યાં જન્મી હતી. એનાં માબાપ ગંદા ઝૂંપડામાં રહેતાં હતાં અને હાલની મિસ લીલીઅન પોતાના બાપના ઘરમાં "રૂખી" ને નામ ઓળખાતી હતી. કમનસીબે એ ત્રણ વરસની થઇ ત્યારે કતારગામમાં પ્લેગ ફાટી નીકળ્યો અને એના ગરીબ માબાપ ફક્ત ચોવીસ કલાકમાં કરાલ કાળના ભયંકર જડબામાં ચવાઇ ગયાં. ત્રણ વર્ષની ઘેડની છોકરી નિરાધાર થઇ. કતારગામમાં એને આશ્રય આપનાર કોઇ ન્હોતું. હિંદુઓ કૂતરાને રોટલી નાખે, કાગડાને વાસ ધરાવે, કીડીને આટો ખવાડે; પણ એજ માણસો ઘેડની દીકરીથી અભડાઇ જતા હતા. રૂખી સનાતની હિંદુઓને મન કોહલા-કૂતરાં કરતાં પણ નપેતર હતી. એના બાપે કતારગામના હિંદુઓની જીંદગી ભર સેવા કરી હતી પણ ત્યાંના નગુણા ધર્મંદંભી હિંદુઓને નિરાધાર નાહાન રૂખીની દયા નજ આવી. એ બિચારીના માબાપની લાશને ગરીબ માણસોએ જેમ તેમ સળગાવી મૂકી. રૂખી ઝૂંપડામાં છાતી ફાટ રોતી હતી. એનીજ જાતના-કંગાળ-પાઇ પાઇ માટે ટળવળતા એક ઘેડ દમ્પતિએ એને પોતાના ઘરમાં લઇ લીધી પણ "ઉંચા" હિંદુઓ ધર્મને નામે આ નિરાધાર કન્યાને સહાય કરવાનું

બેગમ કે બલા ?



સૌં સૌં કો મસ્ત કરતે હૈ યહ એક નિગહમેં......(૯૩)

પૂણ્ય ન કરી શકયા. દિવસ ને રાત ટીલાં ટપકાં ને માળા મણકામાં પોતાના ધર્મને કેદ કરી રાખનારા આ દંભીઓ જાણતા નથી કે એજ કંગાળ ઘેડના ઘરમાં પ્રભુ વસે છે! જેને હિંદુઓ ધિક્કારે છે તેને પ્રભુ ચાહે છે. જેને હિંદુઓ અસ્પર્શ્ય ગણે છે તેને પ્રભુ સ્પર્શે છે.

પ્રભુએ એક ખ્રીસ્તી મીશનરીને પ્રેરણા કરી અને રૂખી થોડાજ સમયમાં મીશનમાં જઈ પડી. ત્યાં તેનું લાલન પાલન થયું. એ મોટી થઇ. ખ્રીસ્તી બની. ભણી અને મુંબઇની એક નિશાળમાં મહેતી થઇ. તે રૂખી મટી ગઇ ને મિસ લીલીઅન થઇ. હવે આજ ઘેડની છોકરીને મુંબઇના હિંદુ માબાપો પોતાને ઘેર બોલાવી ખવડાવે પીવડાવે છે. અનેક શ્રીમંતો મિસ લીલીઅનને પોતાની સાથે મોટરમાં ફરવા લઇ જવામાં માન ગણે છે અને છતાં હિંદુઓ કહે છે કે અમે ઉંચા! પ્રજા જીવનમાં આથી વધુ ભયંકર સડો બીજો શો હોઇ શકે?

મિસ લીલીઅનને સારી કેળવણી મળી હતી. તે ઇન્ટર સુધી ભણી હતી. સંગીત પણ સારૂં જાણતી હતી પણ એટલુંજ પૂરતું ન્હોતું. મીશનમાં એ ઉછરી— એને સારી રીતે પાળવામાં આવી તેથી એ ઘેડની દીકરીનું લલિત લાવણ્ય કરમાઇ ગયું ન્હોતું પણ અજબ બ્હારમાં ખીલી નીકળ્યું હતું. હાલમાં તેની વય ઓગણીસ વર્ષની હતી.

એ કોલેજમાં ગઇ ત્યારથીજ યુવાન વિદ્યાર્થીઓની આંખે ચઢી હતી અને એના જાદુભર્યા જોબનનો લ્હાવો લેવા માટે અનેક શ્રીમંત કોલેજીઅનો તૈયાર થઇ ગયા હતા, મિસ લીલીઅન ત્યારથીજ વિફરી. તે પોતાના જીવનનો ઇતિહાસ જાણતી હતી. તેણે હિંદુ

જાતિ પર વેર લેવાનો નિશ્ચય કર્યો અને સનાતની શ્રીમંત કુટુંબના જેટલા યુવાનો કોલેજમાં આવતા હતા તે બધા સાથે એણે પ્રેમ ગાંઠ બાંધી દીધી. પ્રથમ એ મીઠી રહી—પોતાના આશકને નીચોવાય તેટલો નીચોવ્યા—તેમના પ્રેમપત્રો સંઘરી રાખ્યા—એની પાસે વીશેક હજારની દોલત ફકત છ મહિનામાં જમા થઇ ગઇ—એ પરિક્ષામાં નાપાસ થઇ અને પછી વીફરી. આ સમયે એણે મીશનનો ત્યાગ કરી દીધો હતો. સ્વતંત્ર થયા પછી એણે સનાતન હિંદુ ધર્મના કિલ્લાને બોંબથી ઉડાવી દેવાનો નિશ્ચય કર્યો. એ પાગલ બની-અવિચારી બની—એણે એના પ્રેમનો લ્હાવો લઇ ગયલા બધા સનાતની યુવાનોની જાહેરમાં પોલ ખોલી નાખી. એણે પોતાને ખર્ચે બધાના ફોટા અને તેમના પ્રેમ પત્રોના ફોટા પ્રગટ કરી હિંદુ સમાજને ચેલેંજ કરી. એના બધા આશકો શ્રીમંત હતા. આખા મુંબઇમાં હોહાકાર થઇ ગયો પણ પૈસા જોઇને ગુલામી ખતપર સહી કરનારી હિંદુ નાતોએ બળવાન શ્રીમંતોને નાત બ્હારની જાડી ડાંગ ન મારી. એક બે સાધારણ યુવાનોને તેમની જ્ઞાતિએ ગોમૂત્રથી પાવન કરી નાખ્યા અને એ રીતે "સનાતન ધર્મ" ની શુધ્ધિ કરી નાખી. આ માથા ફરેલ કામથી મિસ લીલીઅન પોતાના મિત્રમંડળમાં અળખામણી થઈ પડી. તેના આશકો તેનાથી ભડકીને ભાગવા લાગ્યા અને લીલીઅન પોતાના વિજયથી હસતી, એ દંભી જંતુઓની લેશ માત્ર પરવા કર્યા વિના જીવન ગુજારવા લાગી.

એ મોજીલી, વિલાસી, તરંગી, અને સ્વતંત્ર સ્વભાવની હતી. એને સત્તા ગમતી. એના રૂપનું તેને અભિમાન હતું. તેની જુવાની વસંતે વસંતે પાછી નૂતન સ્વરૂપ ધારણ કરે છે એમ તે માનતી.

હાલમાં તે એક અંગ્રેજી કન્યાશાળાની શિક્ષિકા હતી અને આ રમણીને રઘુનાથે રાધાને તાલીમ આપવાને પસંદ કરી હતી.

એ ગોરી ન્હોતી. એની ચામડીનો રંગ શ્યામ હતો પણ એ કાળા રંગમાંજ એનું કામણ હતું. ઘાટીલું શરીર, ભરાઉ ગુચ્છદાર વાળ, સુરમ્ય વદન, અને કાતિલ આંખોની એ માલીક હતી. એ હસતી ત્યારે સફેદ દૂધ જેવા દાંતો નજરે પડતા અને એની મોહકતા વધી જતી. એનો કંઠ મીઠો અને વાણી મધુર હતી. એ હસતી ત્યારે વાતાવરણમાં આનંદની છોળ ઉડતી. એની આંખો નાચતી ત્યારે એના આશકો વગર વિમાને આસમાનમાં ઉડતા પણ એની ભ્રકુટિ વક્ર થતી ત્યારે એ બધાને જીવતા જીવત નર્કનો અનુભવ કરાવતી. એ સ્વભાવે નીચ ન્હોતી. એના દીલમાં દયા અને કોમલતા હતી. પણ એને ૭ કરોડ અત્યંજોને પગ તળે છૂંદી નાખતી શયતાની હિંદુ સમાજ પર ભયંકર તિરસ્કાર હતો. એ જોઇ શકી હતી કે ઉંચામાં ઉંચા કુળનું અભિમાન રાખનાર હિંદુ યુવાનો એની મારકણી આંખથી જખમી થઇ એની ગુલામી કરવાને તૈયાર થયા હતા અને એ બધાને લોખંડના ચણા ચવડાવી એ રાધાની શિક્ષિકા થઇ હતી.

# પ્રકરણ ૧૬ મું.

## સ્વતંત્ર પ્રેમ.

મીસ લીલીઅનના સહવાસમાં રાધા દિન પર દિન ચાલાક થતી ગઇ. તે તાજમહાલ ને ગ્રીન રેસ્ટોરામાં અંગ્રેજ અને ફ્રેન્ચ લલના ઓની પેઠે છુરી કાંટે ખાતી અને નાજુક અદાથી શેમ્પેન ને શેરીના ગ્લાસ ખાલી કરતી. લીલીઅનનો સરલ અને સ્નેહાળ સ્વભાવ તેને પ્રિય થઇ પડયો હતો. બંને સખી બની ગઇ હતી અને ગંગા ડોશી ઘણી નારાજ થતી તો પણ રાધા વારંવાર લીલીઅન સાથે ફરવા નીકળી પડતી. નાટક સીનેમામાં, રેસ્ટોરાંમાં અને ચોપાટી કે બેન્ડ સ્ટેન્ડ પર રાધા લીલીઅન સાથે એકલી કલાકોના કલાક ગાળી નાખતી અને તે જોઇને ગંગા ડોશીનું નાકનું ટીચકું ચઢી જતું. આ કીરશતાન બાઇ તેની સોનાની ચલ્લીને બગાડી નાખશે એવો ભય ગંગા ડોશીના દીલમાં ઉપજયો હતો પણ રાધાને તેની દરકાર નહોતી. તે પોતાની જાતને રાણીજ માની બેઠી હતી અને રાણી પેઠેજ અયશ આરામ કરી હુકમ કરતાં શીખી હતી.

રાધામાં આવું પરિવર્તન થયું તે સાથેજ એક બીજું પરિવર્તન પણ થયું હતુ યથેચ્છ આહાર વિહાર અને ખાનપાનથી તેની જુવાની ફાટી નીકળી હતી. તેના અંગ પ્રત્યંગમાંથી યુવાની ઝરતી હતી. તેની આંખો કાતિલ અને મારકણી બની હતી. તેની નસેનસે વીજળીક સંચાર થતો હતો. તેની ઉન્મત યુવાની તેની તસનસતી ચોળીના બંધ તોડી નાખવા જેટલી નિર્લજ બની હતી અને રાધા આ મોહક બલાની ઉપાધિથી અસ્વસ્થ થઇ ગઇ હતી. તે રંગીલા બુલબુલની પેઠે નાચતી કૂદતી અને હસતી રમતી અને છતાં તેની છાતીમાં છૂપું દર્દ થતું હતું.

લીલીઅન સ્વચ્છંદી, મોજીલી રમણી હતી. તેને લગ્નનું બંધન પ્રિયજ ન્હોતું. તે ગમે તેને ઘડીભરને માટે પ્રિયતમ બનાવી જીવનના લ્હાવા લેવા માગતી હતી અને રાધા પર તેના જીવનની છાપ કંઇ જેવી તેવી પડી ન્હોતી. રાધા તેને એટલી બધી ચાહતી થઇ હતી કે તેણે લીલીઅનને પોતાના આખાય ભૂત જીવનની વાત કરી દીધી હતી. લીલીઅનને રાધાએ કહી દીધું હતું કે તે એકવાર કામાટી-પુરામાં મીલ મજુરના અંધારા કોટડામાં રહેતી ફુટપાથ પર બેસી નારંગી ને કેળાં વેચતી કંગાળ છોકરી હતી. લીલીઅને આ સરળતાનો બૂરો લાભ લીધો ન્હોતો. તેણે પણ રાધાને પોતાના જીવનની બધી વાત કહી દીધી અને લીલીઅન ધેડની કન્યા છે એ જાણવા છતાં રાધા તેનાથી છેટી ન્હાસી ન્હોતી. હવે તે નાતજાતના ભેદ માનતી પણ ન્હોતી. લીલીઅને તેને તાજમહાલ ને ગ્રીન રેસ્ટોરાંમાં "કોસ્મોપોલીટન" બનાવી દીધી હતી.

"રાધા ! તેં તારા ભાવી માટે શો નિશ્ચય કર્યો છે?" હેંગીંગ ગાર્ડનમાં સુંદર વૃક્ષોની ઘટા નીચે એક બેંચ પર બેસી લીલીઅને એક દિવસ રાધાને કહ્યું.

રાધા કંઇ ન બોલી. અનિમિષ તેનાથી નિસાસો નખાઇ ગયો. તે દીન નયને લીલીઅનને જોઇ રહી. અને થોડીકવાર પછી બોલી: "મને કંઇ સૂઝ પડતું નથી. આ મુઓ મદનસિંહ એકવાર મને ગમી ગયો હતો—"

"હવે ?—"

"હવે તેની જે વાતો મેં સાંભળી છે તે પરથી એનાથી મારો શુક્રવાર વળે એમ લાગતું નથી."

"ત્યારે કોઇ રસિક વરને પરણી ઘર માંડી બેસ–"

"મને કોણ પરણશે ?" રાધાએ સામો સવાલ કર્યો.

"અરે ગાંડી ! એમ બોલ કે તને કોણ નહિ પરણે ? તારા જેવી જોબનવતીના પગ ચાટવાને મુંબઇના સેંકડો ઉલ્લુઓ તૈયાર થશે."

"એ બધા વાસનાના ભૂખ્યા છે–"

"ને તને પ્રેમ જોઇએ છે ?" લીલીઅન કટાક્ષથી હસી.

"હા."

"પ્રેમ એટલે શું ?"

"બે જીવોની સમ્પૂર્ણ એકતા" રાધા બોલી.

"સ્ત્રીઓને ભમાવવાનો એ બધો લવારો છે. પ્રેમનું મૂળજ વાસના છે અને પ્રેમનું અંતિમ પરિણામ પણ વાસના છે. ખુલ્લા દિલે મારી સાથે વાત કર. તને રંગરાગમાં રાખી સંસારના લ્હાવા ચખાડે એવો રસિકવર ગમે છે કે નારદ મુનીની પેઠે બ્રહ્મચારી રહી, તારા પ્રેમ પર કવિતા લખનારો તરંગી જોઇએ?" લીલીઅને સ્પષ્ટ પ્રશ્ન કર્યો. રાધા મુઝાઇ.

"બળ્યું ! મને એમાં કંઇ સમજ પડતી નથી."

"એનું કારણ એટલુંજ કે તેં દુનિયાના પ્રત્યક્ષ અનુભવો કરતાં પુસ્તકીઆ ડહાપણો ઘણાં પીધાં છે. પ્રેમ સ્વર્ગ છે, નંદનવનની ફુલવાડી છે, દેવોનો અમૃત રસ છે એવી પ્રેમની મોહક વ્યાખ્યાઓ તદ્દન જુઠી છે. રાધા ! મારી પેઠે જીંદગી તરફ નરી આંખે નઝર કરતાં શીખ. જીંદગી મોજ છે, વિલાસ છે, આનંદ અને લહજ્જત

છે, સ્વાર્થ અને આવેશ છે. સંસારમાં પરમાર્થ નથી, દયા નથી, પવિત્રતા નથી, ઉચ્ચ ભાવના નથી. જેઓ સમાજ અને સરકારના તંત્રો ચલાવે છે તે બધા ઉંચા નામોના પરદા નીચે નીચમાં નીચ કામો કરનારા દંભીઓ છે. જેઓ સ્ત્રીના પતિવ્રત ધર્મ માટે નવ નવ ગજના લેખો લખે છે તેમની પોતાની સ્ત્રીઓ પોતાના યારને પૈસે બની ઠનીને ફરતી હોય છે. જેઓ રામના પત્ની વ્રતની પ્રશંસા કરતાં ઘાંટા ફાડી નાખે છે તેમનું પ્રેમભવન વેશ્યા વાડામાં હોય છે. જેઓ શરાબનું નામ દેતાં "નારાયણ નારાયણ" કરવા માંડે છે તેમનો છેલ્લો શ્વાસ દારૂની દુર્ગંધથી ભરેલો હોય છે. શા માટે આપણે દંભથી જીવવું જોઇએ ? આપણે સ્ત્રીઓ છીએ અને સ્ત્રી પ્રેરણાથી જીવે છે ને તેટલાજ માટે તે કુદરતની વધુ નજીક છે. આપણે પુરૂષોની પેઠે યા સુધરેલી ગણાતી સ્ત્રીઓની પેઠે દંભના બુરખાથી આપણા મનોભાવ ઢાંકવા માગતી નથી. તારે શું કરવું તે તું જાણે. પણ હું તો કોઇ રીતે એવું દંભી જીવતર પસંદ કરવાની નથી–"

"તું કહેવા શું માગે છે લીલીઅન ! તું મોટી પંડીતાણી રહી એટલે લાંબી લાંબી વાતો કરે. પણ મને તેમાં સમજ પડતી નથી." રાધા મુઝાઇને બોલી.

"હું તને જગત્‌માં સમ્રાજ્ઞી થયલી જોવા માગું છું. ખરૂં જોતાં દરેક સ્ત્રી જગતમાં રાણી થવાનેજ સરજાયલી છે. ફરક એટલોજ કે કોઇનું રાજ્ય મોટું હોય ને કોઇનું નાનું—"

"એટલે હું પરણું તો મારૂં ઘર મારૂં નાનું સરખું રાજ્ય થાય એમને !"

"નહિ. પરણે તો તો તું કેદખાનામાં બંદીવાન થઇ જાય. હું

તને સ્વતંત્રજ રાખવા માગું છું. અંગ્રેજીમાં એને free Love કહે છે અને રશીઆમાં સ્વતંત્ર પ્રેમનો છુટથી અમલ થાય છે."

"જરા વિગતવાર સમજાવને બ્હેન !"

"સાંભળ! સ્વતંત્ર પ્રેમ એટલે બંધન વિનાનો સંસાર! સ્ત્રી પોતાને મન ગમતા આશક પસંદ કરી શકે અને છતાં કોઈ પણ આશકની બાંદી ન રહે—"

"બચ્ચાં કચ્ચાં થાય તો ?—"

"રશીઆમાં એવી સ્ત્રીઓના બચ્ચાંને રાજ્ય પાળે છે."

"પણ આપણે ત્યાં કોણ પાળશે ?"

રાધા લીલીઅન જેવી હુશિયાર ન્હોતી તોપણ તેના પ્રશ્નથી લીલીઅન વિચારમાં પડી.

"આપણને બાળકો જોઇતાંજ નથી."

રાધા હસી.

"એમ તે કંઇ બને ?"

"કેમ ન બને ? ફ્રાંસમાં ગર્ભ ન રહે તે માટે ભાત ભાતના ઇલાજો લેવામાં આવે છે. મારી પાસે પણ એવો ઇલાજ છે."

"હેં !" રાધા ચકિત થઈ.

"હા. મારી પાસે ગર્ભ રહેતો અટકાવવાનો અમેરિકન ઇલાજ છે. હિંદુસ્થાનના તેત્રીસ કરોડ કીડાઓમાં વધુ કીડા ઉમેરવાની જરૂર નથી."

"આ બધા લવારાનો સાર શો?"

"સાર એટલોજ કે જો તું મારૂં કહ્યું માને તો કોઇની બેડીમાં ન પડતી. ચાહે મદનસિંહ હોય કે મુંબઇનો કોઇ ઉલ્લુ શ્રીમંત હોય—પણ એ બધાને વાંદરાની પેઠે નચાવ્યાજ કરજે! સ્ત્રી જ્યારે પુરૂષને સર્વસ્વ અર્પણ કરી દે છે ત્યારે પુરૂષ ક્રૂર અને બેદરકાર બને છે. પુરૂષ એવી જાતનું જાન-વર છે કે જેને આપણા યૌવન અને રૂપથી દરરોજ નવી નવી રીતે ભમાવ્યાજ કરવો જોઇએ. દરરોજ નવા નવા મોહક હાવભાવ, અવનવા વસ્ત્રાલંકાર અને અવનવી છટા હોય તોજ સ્ત્રી પુરૂષને ગુલામ બનાવી શકે છે; નહિ તો ગડદા અને લાતો ખાઇ પોતે ગુલામી કરે છે."

"બિચારી પરણેલી સ્ત્રીઓ એટલા માટેજ દુઃખી થતી હશે?"

"નહિ તો બીજું શું? એનો ધણી જાણે છે કે આ તેનું હંમેશનું રમકડું છે. પરિણામે તેની પરણી ઘરમાં આંસુ સારે છે ને ભાઇસાહેબ કોઇ ખાનગી યા જાહેર વેશ્યાના ચુંબન માટે ભીખ માગતા હોય છે—"

"તું મારૂં માથું ચકરાઇ જાય એવી વાત કરે છે."

"હું તને સાચી, સ્વતંત્ર સ્ત્રી બનાવવા ચાહું છું. તું મદનસિંહને ત્યાં જાય અને થોડો વખત તેની રાણી પણ થાય તે પછી તારૂં સુખ અમર થવાનું નથી. મદનસિંહનો મોહ થોડાજ સમયમાં નાબુદ થઈ જશે ને તું પાછી રસ્તે રખડતી ભીખારણ થશે."

"ત્યારે મારે શું કરવું?"

"એને બને તેટલો ટવળાવવો—આશામાં ને આશામાં નીચોવ્યા કરવો અને જ્યારે એ તદ્દન પાગલ જેવો થઇ જાય ત્યારેજ એને દાદ આપવી. પણ મધુપુરમાં તો કદિ પગ ન મૂકવો."

"રાજકુમાર તે માનશે ?"

"માનશે તો ખરો. પણ બાપજી કહીને માનશે. પુરૂષનો સ્વભાવ જંગલી જાનવર જેવો છે. તે દૂરની કાચની કટકી પાછળ જાન પટકી નાખે છે ને નજીકની સોનાની માળાને લાત મારતો ચાલ્યો જાય છે...ચાલ, હવે વખત થઇ ગયો..."

બન્ને ઉઠીને મોટરમાં બેઠી અને મોટર ચાલી.

## પ્રકરણ ૧૭ મું.

### રઘુનાથ ને ગંગાડોશી.

રઘુનાથ ખંધાઇથી શ્રીમંત થવા માટે રાધાને મધુપુર લઇ જવામાં વિલંબ કરતો હતો. તેણે રાધા મદનસિંહની માનીતી થાય તે માટે રાધાને વીસમી સદીની અપ–ટુ–ડેટ યુવતી બનાવવાની વ્યવસ્થા કરી હતી અને રાધા દિન પ્રતિદિન સુંદર, યુવાન અને શોખીન થતી જતી હતી. પણ રઘુનાથનું કરમ વાંકું હતું. રાધાના યૌવનને ગંગાડોશી કીંમતી ખજાનો ગણી રહી હતી, ગંગાડોશી ઘરડે ઘડપણ આ અનાયાસે આવી મળેલી જીવતી નોટ વટાવવા માગતી હતી. બીજી બાજુએ લીલીઅને રાધાના કાનમાં નવાજ મંત્રો ફુંકવા માંડયા હતા. સ્વતંત્ર પ્રેમના વિચારોના મર્મ સમજવાની રાધામાં શક્તિ ન્હોતી. પણ પુરૂષો સ્ત્રીઓના શરીરનાજ ભૂખ્યા છે અને પોતાની વાસના તૃપ્ત થતાં તેમના દીલના તડફડાટની પરવા કર્યા વિના ચાલ્યા જાય છે એ બીના તો તે કયારની સમજી ચૂકી હતી. રઘુનાથ તેને વારંવાર મળતો. તે વખતે તે શાંતિથી, મીઠાશથી ને કોઇ કોઇવાર સત્તાદર્શક સ્વરે વાત કરતી. તેના હાવભાવ, તેના વસ્ત્રોની છટા, તેની વધતી જતી નાજુક અદા વિગેરેથી રઘુનાથને સંતોષ થયો હતો.

"હું હવે રાધાને જલદી મધુપુર લઇ જવા માગું છું." રાધા લીલીઅન સાથે ફરવા ગઇ હતી ત્યારે રઘુનાથે ગંગાડોશીને ઘેર જઇ, ડોશીને સંબોધીને કહ્યું.

"મારી કયાં ના છે?ભાઇ! લઇ જાઓને. મારે માથેથી પંચાત જશે. આજકાલની છોકરીઓથી તોબાહ બાપ! રાંડોને

પાંચ પૈસા મળ્યા કે મઢમની દીકરી થતાં વારજ નહિ ! આ તમારી રાધાથી તો મેં ખરેખર હાથ જોડયા. હમણાં હમણાં એ નકરી ક્રીસ્તાન થઇ ગઇ છે !—"

"હશે. પણ માજી ! રાજકુમારને એ ગમશે ખરી ?"

"રાજકુમારને એવી પરી નહિ ગમશે તો પછી કોણ ગમશે ?"

રઘુનાથ હસ્યો. ગંગા ડોશી તેના તરફ તીક્ષ્ણ નજરે જોઇ રહી.

"હવે હું દશેક દિવસમાં રાધાને લઇ જઇશ."

"વાહ ભાઇ ! ફતેહ કરો. પણ આ ગરીબ પર દયા કરજો."

"તમે કેટલાં લોભી છો ? રઘુનાથે નરમ સ્વરે ઠપકો આપ્યો. ગંગા ડોશી તેની પાસેથી અત્યાર સુધીમાં દશથી વીશ હજાર ઓકાવી ગઇ હતી. પણ તેટલાથી તેને સંતોષ થયો ન્હોતો.

"હું લોભી ? ગરજ સરી કે વૈદ વેરી તે આનું નામ ! રઘુનાથભાઇ ! તમારી શરમ મને ન નડી હોત ને તો એજ રાધા મને અત્યાર સુધીમાં લાખ બે લાખની માલીક કરી દેત સમજયા કે ?" ડોશીનો મીજાજ ગયો.

"કોણ આપત ?"

"કોણ આપત ? તમારે જોવું છે ? આજેજ તમે કહો તો રાધાને માસિક પાંચ હજારનો પગાર બધાવી આપું ને એવા રાજવૈભવમાં રાખુ કે જેની આગળ તમારૂં મધુપુર પાણી ભરે—"

"કોઇ બાપ કમાઇવાળો ઉલ્લુ હશે !" રઘુનાથે ટકોર કરી.

"તો તમારો રાજકુમાર ક્યાં પસીનો ઉતારવા ગયો હતો? પ્રજાને ચૂસીચૂસીને એ રાંડોના ગજવા ભરે છે."

"હશે. આપણે લડી પડીએ એ વાજબી નથી." રઘુનાથે ડોશીને સમજાવવા માંડી.

"હા. આપણે સીધા સાથે સીધા ને વાંકા સાથે વાંકા! તમે રાધાને પ્રતાપે મધુપુરના દીવાન થશો ને જીવશો ત્યાંસુધી તમારે ત્યાં એ છોકરીને લીધે ધનના બૃહસ્પતિ રહેશે. હું તો હમણાંજ થોડુંક મેળવીશ. મને શું છે? કોલસાની દલાલીમાં હાથ કાળા જેવો ઘાટ છે!–"

"માજી! મેં તમને અત્યાર સુધીમાં બાર હજાર રૂપિયા આપ્યા–"

"તમારી રાધાનો ખર્ચ જોયો છે? રોજ પંદર રૂપિયાનું તો પેટ્રોલ બાળે છે. એ હિસાબે એ કેટલી નાચતી કૂદતી હશે તેનો વિચાર કરો–"

"તમને જોઈએ છે કેટલા તે કહોને!" રઘુનાથ અંતે મૂળ મુદ્દા પર આવ્યો.

"રાધાને તમે લઈ જાઓ તે પહેલાં બીજા રૂ. ૧૦ હજાર જોઈશે."

"કંઈ ગાંડા તો નથી થયા!"

"નહિ."

"ને જો એટલા ન મળે તો?" રઘુનાથે ચોખો ચાંપી જોયો.

"તો શું કરવું તે હું સારી પેઠે જાણું છું." ગંગા ડોશીની આંખો જરા કરડી થઈ.

"ઠીક. ઠીક. તમને રાજી કરીશ. પણ જો જો! હજુએ નાદાન છે. કોઈના ફંદામાં ફસી ન જાય.

"તેની તમારે ફીકર ન કરવી." કહી રઘુનાથ ગયો અને પાંચ દશ મિનિટમાંજ રાધા લીલીઅન સાથે આવી પુગી.

"રાધા! રઘુનાથ તને તેડવા આવ્યો હતો." રાધાએ ઘરમાં પગ મુકતાં વાર ગંગા ડોશી બોલી.

"ક્યાં?"

"મધુપુર."

"હું!" રાધાની ભ્રકૂટિ વક્ર થઈ ગઇ: "એ ફરીથી આવે તો કહેજો કે હું હમણાં મુંબઇ છોડવા માગતી નથી."

"તે નહિ માને તો?

"નહિ કેમ માને? એ કંઇ મારો ધણી બણી છે?" રાધાનો અવાજ તીખો થઇ ગયો.

"બ્હેન! એ તારો વાલી તો છે ને!"

"વાલી શાનો ને વાલો શાનો? એ મુઆની મને જરાય દરકાર નથી માજી!" રાધા બેદરકારી અને ગુસ્સાથી બોલી.

"ત્યારે મધુપુરના રણવાસ નથી વસાવવા?" ડોશીએ લાગ જોઇને ગોળી છોડી.

"તે મારી મરજીની વાત છે. લીલીઅન! બેસ તો ખરી! માજી, નોકર પાસે બે કપ ચાહ મોકલજો! હું રાતે ખાવાની નથી."

"કેમ તબીયત સારી નથી?" ડોશીએ લાગણી દર્શાવી.

"તબીયતને કંઈ થયું નથી. હું ને લીલીઅન મિસ ગૌહરજાનના કોન્સર્ટમાં જવાનાં છીએ."

"ક્યારે પાછાં આવશો?"

"રાતે એકાદ વાગે."

"બ્હેન ! એમ મોડી રાત સુધી એકલાં રખડાય ?"

"કેમ નહિ ? મને કોણ ખાઇ જવાનું છે?" રાધાએ ડોશીની વાત હસી કાઢી અને ગંગા ડોશી મનમાં બબડતી નોકરને વ્હાનો હુકમ કરવા ગઇ.

"લીલીબન ! આજે રાતે હું તારે ત્યાંજ સુઇશ."

ડોશી અદૃશ્ય થયા પછી રાધાએ દૃઢ સ્વરે લીલીબનને કહ્યું.

"કેમ ?"

"મારે તારી સાથે ખાનગી વાતો કરવી છે."

"ભલે મારૂં ઘર તારૂંજ છે બ્હેન !"

# પ્રકરણ ૧૮ મું.

## જલસામાં.

રાધા નવ વાગે લીલીઅન સાથે ટેક્ષીમાં બેસી થીએટર પર જવા નીકળી. તેના મુગ્ધ દીલમાં ઉથલ પાથલ થતી હતી. છ સાત મહિનાના નવા જીવનથી તેની જીંદગી પલટાઇ ગઇ હતી. તેને આટલી ટુંક મુદતમાં જે શિક્ષણ મળ્યું હતું તેથી તેના વિચારોમાં અસામાન્ય પરિવર્તન થઇ ગયું હતું જે રાધા એકવાર બે ટંક સૂકા રોટલાથી સંતોષ પામતી હતી તેના દીલમાં હવે ભયંકર મહત્વાકાંક્ષાઓ જન્મી હતી. તે મધુપુરના રાજકુમારને નયને ઇસારે નચાવવા માગતી હતી અને છતાં મધુપુર જવાને ડરતી હતી. ગંગા ડોશીની પરોક્ષ પણ તીક્ષ્ણ ચોકીથી તે કંટાળી ગઇ હતી લીલીઅનના સ્વતંત્ર પ્રેમના વિચારો મુગ્ધાના હૃદયમાં વિધવિધ તરંગો ઉડાવી રહ્યા હતા. દિનપ્રતિ-દિન ખીલતી જતી યુવાનીને લીધે તેના હૃદયને પ્રિયતમની ખોટ પણ જણાવા લાગી હતી.

ઓતું યોવન ! ઓતું સૌન્દર્ય ! પ્રભુની એ કેવી દિવ્ય બક્ષીસો છે ? અને છતાં સ્વાર્થી, હાડચામના ભૂખ્યા પુરૂષો સૌન્દર્ય અને યોવનને કેવી નિર્દયતાથી કચડી નાખે છે ! આ પ્રશ્ન રાધાને બંડખોર બનાવી રહ્યો હતો. એ સૌન્દર્યનો કદરદાન ચાહતી હતી, પણ પોતાના સૌન્દર્યનું ખુન કરવા ચાહનારને ધિક્કારતી હતી. રઘુનાથની સ્વાર્થી વૃત્તિ તે સ્પષ્ટ સમજી ગઇ હતી. મદનસિંહ માટે તેના દીલમાં લેશ માત્ર ભાવ રહ્યો ન્હોતો. ગંગા ડોશી તેની નજરે હલકી, ક્ષુદ્ર દલ્લાલ પૂરવાર થઈ ચૂકી હતી. અને છતાં એ બધાની જાળ તેની આસપાસ ફેલાઇ ગઇ હતી એ બીના યાદ આવતાં તે થરથરી જતી હતી.

"લીલીઅન !—" મોટર ચાલુ થયા પછી રાધાએ દીન સ્વરે કહ્યું: "મારે ગંગા ડોશીના કેદખાનામાંથી છૂટા થવું છે."

"ઓહો ! એમાં તે શી મોટી બીસાત છે ? તું કહે તો આજેજ તને મારે ઘેર લઇ જાઉં." લીલીઅન જરા હસીને વ્હાલથી બોલી: "પણ રાધા ! એમ કરવામાં લાભ શો છે ?"

"મને એ રાંડની બીલાડી જેવી આંખો ગમતી નથી."

લીલીઅન ખડખડ હસી પડી.

"એણે તારે માટે કોઇ લ્હેરી લાલ તો નથી શોધી કાઢયો ને ?"

"નહિ. પણ એની ધાનત તો એવીજ છે. એને ત્યાં બે ચાર જણ મુવા એવા આવે છે કે જેમના ડાચાં જોતાંજ મને ઉલટી આવે છે."

"કેમ ?"

"તું પણ કેવો સવાલ પૂછે છે લીલીઅન ? એક મુઓ સટોળીઓ આવે છે તે પાન ચાવતાં ને મુછો આમળતાં ધરાતોજ નથી ! ગંગા ડોશી એના પરથી ગાંડીઘેલી થઇ જાય છે કેમકે એની પાસે નોટોના બંડલ છે ! મુંઆનું ડાચું જોયું હોય તો નકરો સીધી ! પણ પૈસાને જોરે એ કામ દેવનો અવતાર મનાય છે."

"સોનબાઇને રૂપબાઇની લીલાજ ઔર છે. રાધા ! વારૂ, એ સીધીબાઇ બોયકોટ ! બીજો કોણ છે ?" લીલીઅન પોતાના મધુર ઓઠ પર અજબ સ્મિત ફરકાવી બોલી.

"બીજો એક મેમણ છે. હમણાંજ બાપ લાખોની દોલત મૂકી મરી ગયો છે એટલે બેટાનો પગ જમીન પર ઠરતો નથી. એના

શહેરમાં ત્રીસ ચાલીસ માળા છે, ને લાલાજીને હવે શરાબને સુંદરી વિના કશાની દરકાર નથી ?"

"એ તને ગમતો નથી ?"

"નહિ એની રીતભાત મને પસંદ નથી. એકવાર એ મને ખૂબ આગ્રહથી હજાર રૂપિયાની નોટ આપી મારા હાથ પર ચુમી લઇ ગયો હતો."

"શાહબાશ ! તારી કિમ્મત વધી ગઇ હો રાધા !" લીલીઅન એ પુરૂષની મૂર્ખાઇ પર હસતી ટકોરમાં બોલી.

"લીલીઅન ! તને ગમ્મત થાય છે ને મારો જીવ જાય છે."

"તારો જીવ શા માટે નીકળી જાય છે ? હજાર રૂપિયામાં તારા હાથની ચુમી વેચાઇ તેથી ?"

"જા. આવી વાત કરશે તો હું બોલવની નથી."

"અરે વાહરે મારી રીસાળ રાધા ! ચાલ, તને નહિ ગમતું હોય તો નહિ બોલું. બીજો નંબર ના લાયક ! પછી ત્રીજો કોણ છે ?"

"ત્રીજો કોઇ માજીસ્ટ્રેટ છે ને ચોથો ધારાસભાનો સભાસદ છે."

"વાહ ! એ માજીસ્ટ્રેટ ન્યાય કેવો છણતો હશે ને ધારાસભાનો સભ્ય કાયદા કેવા ઘડતો હશે ?" લીલીઅનથી ટીકા કર્યા વિના ન રહેવાયું.

"તે તો એ લોકો જાણે. માજીસ્ટ્રેટને રાજી રાખવાને ડોશી ઘણી આતુર છે."

"હોયજને ! નહિ તો એ કયારની જેલજાત્રાએ ગઈ હોય–"

"હા. લીલીઅન! મને તો મુંબઇ પર કંટાળો આવે છે."

"કેમ ?"

"મુઆ બધાજ અગભગતો."

"આખી દુનિયા એવી છે બ્હેન! જો એમ ન હોત તો લાખે એક મહાત્માની કહેવત ખોટી ઠરત! આ શહેર એવું છે કે જેના બેજ દેવ છે. એક દમ્ભ ને બીજો પૈસો! તેં જોયું હશે કે ગંગા ડોશી દુનિયામાં ભકતાણી ગણાય છે ને એની મારફતે અનેક ભોળી સ્ત્રીઓના શિયળ લૂંટાય છે. રાધા! ઘી ખાના સકરસે દુનિયા ચલાના મકરસે! જો હું એ પ્રમાણે ચાલી ન હોત તો મારી પાસે આજે ફુટી બદામ ન હોત ને હું કોણ જાણે કયાં રોટલા માટે રખડતી હોત." લીલીઅને સંસારનો કાળો પરદો રાધાને બતાવ્યો.

આ વખતે મોટર બાલીવાળા આંડ થીએટર આગળ આવી અટકી ને રાધા તથા લીલીઅન નાટકશાળામાં ગઇ.

કેવું પરિવર્તન? એજ બાલીવાળા આંડ થીએટર! એજ મુલતાનીનું હોટલ ને પાનવાળાની એની એજ દુકાને! થીએટરની સામેના નામચીન ઘરો એમના એમ વિકટ હાસ્ય કરતા ઉભા હતા. તેમાંથી પહેલાના જેવાજ બીભત્સ ગાયનો અને નિર્લજ્જ હાસ્યોના અવાજો આવતા હતા. રસ્તા પરથી ટ્રામવે પહેલાની પેઠેજ કોઇની દરકાર કર્યા વિના દોડી જતી હતી. મોટરોને ટેક્ષીઓની અલગાર લાગી હતી વિકટોરીઆઓ "એઇ છત્રીવાળા" ના પોકાર સાથે ચાલી જતી હતી. "બદામ પીસ્તા" ને "ગરમા ગરમ ચેવડા" ની બુમો જેવીને તેવીજ ચાલુ હતી. ફકત રાધા બદલાઇ ગઇ હતી. જે રાધા એકવાર આ થીએટરના ફુટપાથ પર નારંગી વેચવા બેસતી તે આજે અહિં મોટરમાં બેસી પૂર ઠાઠથી ગોહરજાનનો જલસો જોવા આવી હતી. જે પાનવાળો રોજ મશ્કરી પણ કરી એને

સતાવતો તે આજે એના તરફ નજર કરવાની હિમ્મત પણ કરી શકતો ન્હોતો. જે પીળી પાઘડીવાળા સિપાઇઓને જોતાં એ બિચારી રડી પડતી તેમની આજે રાધાને લેશમાત્ર દરકાર ન્હોતી. રાણી જેવી દમામદાર અને ગૌરવભરી ચાલથી ડગલાં ભરતી એ નાટકશાળામાં જઇ બેઠી. એણે બધા જૂના માણસોને ઓળખ્યા પણ એને કોઇ ઓળખી ન શક્યું એણે કોઇ સાથે પીછાન તાજી કરવાની દરકાર ન કરી. ખરેખરી રાણી હોય તેમ લીલીઅનનો હાથ પકડી ધીમી ચાલે તે નાટકશાળામાં જઇ ઓરચેસ્ટ્રામાં બેસી ગઇ

બન્ને સખીઓ થીએટરમાં જતાં થીએટરની શોભા વધી ગઇ વીજળીની લાઇટ રાધાના હીરા જડિત આભુષણોમાં પ્રતિબિમ્બિત થતાં રાધાનું સૌન્દર્ય ગજબ વરસાવી રહ્યું. તેણે આજે ધુપ છાંવ રંગની જરી ભરેલી સાડી પહેરી હતી અને તે પર કીનખાબનું ફેન્સી પોલકું શોભી રહ્યું હતું. તેના નાજુક ચરણોનું વિલાયતી બુટ રક્ષણ કરતા હતા. ગળામાં હીરા જડિત હાર ઝગારા મારી રહ્યો. હતો. દરેક હાથમાં બબ્બે મોતીની બંગડીઓ રાધાની કોમળ કાંડી સાથે મસ્તી કરી રહી હતી. એના વાળની ઝુલ્ફો આજે કોઇ મસ્ત કવિને બોખારા કે સમરકંદ કુરબાન કરી નાખવા તૈયાર કરી દે એવી હતી.

એની સખી લીલીઅન પણ જેવી તેવી ન્હોતી. એણે બંગાલી રમણી પેઠે વસ્રો પહેર્યાં હતાં. રાધા ગુલાબની ખીલતી કળિ જેવી હતી. લીલીઅન ખીલેલું પુષ્પ હતું. એક સંસારના લ્હાવા લેવાને આતુર હતી–સંસારથી અપરિચિત હતી અને અચાનક દૈવ સંજોગે શ્રીમંત બની ગઇ હતી. બીજી ગરીબ પેડને ત્યાં જન્મ લઇ ખ્રીસ્તી મીશનરીની કૃપાથી પાવરધી બની હતી અને પોતાના પરિચયમાં

આવનારા બધાય યુવાનોને લોખંડના ચણા ચવાડી દુનિયાની કપટ જાળ જોઇ "સીનીક" બની ગઇ હતી. લીલીઅન કોઇને ચાહતી ન્હોતી પણ તેથી તે પોતાની સુંદરતા તરફ બેદરકાર બની ન્હોતી. તે બધાને આકર્ષવાની શોખીન હતી અને અનેક યુવાનોને નયનશરથી ઘાયલ કરી તડફડતા છોડી દેવામાં તેને લહજ્જત જણાતી હતી.

લીલીઅન અને રાધાને જોતાં થીએટરમાં બેઠેલા અનેક "ખાનદાની" પુતળાઓના જીગર વગર છૂરીએ કપાઇ ગયા. અનેક જણે છૂપા નિસાસા નાખ્યા. પીટમાં બેઠેલા મારતે મિયાંઓએ "હાય ! જીગર ! કયા ખુબસુરતી હૈ ! માનો કયામતકી પૂતળી હૈ" જેવા શબ્દો ઉચ્ચાર્યા. આખું શરીર દેખાય એવા પાતળા વસ્રો પહેરી આવેલી ફૅશનની પૂતળીઓ આ બે રમણીઓને જોઇ અદેખાઇની આગમાં બળવા લાગી. ઘડીભર આખા પ્રેક્ષક સમુદાયની નજર રાધા અને લીલીઅનપરજ ચોંટી રહી અને એવા સંજોગોમાં ગૌહરજાન સ્ટેજપર જે મધુર ગાયન લલકારી રહી હતી તેમાંથી ઘણા જણનું ધ્યાન ખસી ગયું.

ઉસને પૂછા કયા કામ હૈ મૈંને કહા ખીદમત તેરી.
ઉસને પૂછા કયા નામ હૈ મૈંને કહા બંદા તેરા.
ઉસને પૂછા કયા દીલ મેં હૈ મૈંને કહા મહોબ્બત તેરી,
ઉસને પૂછા કયા શરમેં હૈ મૈંને કહા સૌદા તેરા.

ગૌહર આ શેર લલકારી રહી હતી અને એમાં લગભગ બધાય યુવાનો જાણે રાધા યા લીલીઅનને જવાબ આપતા હોયની એવા મીઠા તાનનો અનુભવ કરતા હતા. રાધા પ્રેક્ષકોના આ મનોભાવ સમજતી ન્હોતી પણ લીલીઅનની નજરથી એ ભાવો દૂર ન્હોતા. તે મુંબઇના વાંદરાઓની લીલા જોઇ મધુર, મંદ સ્મિત કરી મલકાઇ રહી હતી.

# પ્રકરણ ૧૯ મું.

## નઝીરની ખટપટ.

"દિવાનજી ! આ શી ગરબડ છે ? તમે રાજ્યમાં શું ધાડ મારો છો ? પગાર શાના ખાવ છો ? સત્તા શાની ભોગવો છો ?—મદનસિંહે આંખો લાલચોળ કરી તેની સામે અદબઅદાથી ઉભેલા પોતાના દિવાનને ધધરાવવા માંડયો. મદનસિંહની બાજુમાં મુલાયમ સોફા પર નઝીર બેગમ બેઠી હતી. તેની વિલાસી કાતિલ આંખો દિવાન તરફ જરા સખ્તાઇથી જોઇ રહી હતીઃ ગુસ્સાથી તેનાં ભવાં ચઢયાં હતાં અને કપાળ પર સહેજ કરચલી વળી હતી.

"તમે સમજો છો શું ?" મદનસિંહ દિવાનના મૌનથી વધુ ગુસ્સે થઇ બરાડયોઃ "આપણા સિપાઇઓ અને સરદારો કયાં મરી ગયા છે ? શું તેમની સમશેરો પર કાટ ચઢયો છે ? શું હથિયાર ગૃહમાં બંદુક ને બરછીની ખોટ પડી છે ? મારા રાજ્યમાં નગરશેઠને ઘેર ચોરી થાય, ગોમાજી મારવાડીની પેઢી લુંટાય, ફોજદારનું ખુન થાય અને મારા પર મારી પ્યારી નઝીરને કાઢી મૂકવાની ધમકી આપનારા પત્રો ચાલ્યા આવે એનો અર્થ શો ? એ છૂપી ટોળીનો સરદાર કોણ છે ?"

હજુર ! છૂપી પોલીસ સખત તપાસ કરી રહી છે પણ કંઇ પત્તો લાગતો નથી." દિવાન ધ્રુજતા અવાજે બોલ્યો.

"આવા જવાબ આપતાં તમને શરમ નથી આવતી ?" નઝીર ગુસ્સાથી બોલીઃ "તમે દિવાન પદ ભોગવો છો તે આવા નાલાયક જવાબ આપવા માટે ?"

"બેગમ સાહબા !" ગુલામથી પણ નપાવટ ગુલામી સહી લેતો દિવાન બોલ્યો: "મેં આ રાજ્યની વફાદારીથી સેવા બજાવી છે."

"આહ ! કેવી વફાદારી ? તમારા માલીકનો જાન લેવાની ધમકી આપવામાં આવે છે ને છતાં તમે કુંભકર્ણની પેઠે ઉંઘી રહ્યા છો એ કેવી વફાદારી ? આવા ભલા રાજાના રાજયમાં આવા બંડખોરોનો જન્મ થાય એજ બતાવે છે કે રાજ્યના અમલદારોજ બંડખોરો સાથે મળેલા હોવા જોઇએ." નઝીરે ગંભીર આરોપ મૂકયો.

"અરે ! તમે શું બોલો છો બેગમ સાહેબા ! અમે અમારા મહારાજા માટે પ્રાણ આપવાને પણ તૈયાર છીએ પણ બદમાસો એવી છૂપી રીતે ત્રાસ વર્તાવી રહ્યા છે કે અમે લાચાર થઇ ગયા છીએ." દિવાને જવાબ આપ્યો.

"જાઓ દિવાન ! જાઓ ગમે તેમ કરો. પણ એ બદમાસ ટોળીને તેના નાયકને–શોધી કાઢો. જ્યાં સુધી એ બંડખોર બદમાસોને હું ફાંસીએ લટકાવીશ નહિ ત્યાં સુધી મને ચેન પડવાનું નથી. જાઓ, જે ગામ પર શક જાય ત્યાં વધારાની પોલિસ રાખો–એકે એક ખેડુતના ઘરની ઝડતી લો. રાતે લોકોની હીલચાલ પર બારીક નઝર રાખો. જો કોઇ જરા ચું કે ચાં કરે તો તેનો જવાબ ગોળીથી વાળો. પ્રજાની નીકળતી બૂમને દાબી દેવામાંજ રાજયની સલામતી છે. જાઓ—" મધુપુરના યુવરાજે હુકમ કર્યો અને દિવાન ઝૂકી ઝૂકીને સલામ કરી ચાલ્યો ગયો.

આ દિવાન જાતનો ક્ષત્રિય હતો. તેનું નામ અમરસિંહ ! તેની ફોઇએ તેને શું જોઇને અમરસિંહ નામ આપ્યું હશે તે અમે જાણતા નથી. પણ અમે એટલું જાણીએ છીએ કે એણે ક્ષત્રિય

જાતિને કલંક લગાડયું હતું. એનામાં મર્દાઇ ન્હોતી, શૂરાતન ન્હોતું, બુધ્ધિ ન્હોતી. એકલી ખુશામત અને કાવાદાવાથી તે જીવતો હતો. સ્વમાન કે પવિત્રતા કઇ જાતની વસ્તુ છે તેનું એને ભાન ન્હોતું. એ એની લાયકાતથી દિવાન થયો ન્હોતો પણ પોતાની પત્નીનું શિયળ વેચીને એણે દિવાનગીરી મેળવી હતી એના જનાનામાં તેર રમણીઓ હતી અને એ બધી એણે મદનસિંહને નજર કરી દીધી હતી રજપુત જાતિમાં કોઇ જગ્યાએ સુંદર રમણી નજરે પડતાં એ તેને પરણી જતો અને પરણતાં વાર તેને સીધી મદનસિંહના શયનગૃહમાં મોકલી આપતો. આથી યુવરાજની એના પર અમી નજર રહેતી અને બદમાસ અમરસિંહ પોતાના કુળની પવિત્રતા વેચીને સત્તા અને શ્રીમંતાઇ વધાર્યો જતો. એણે પોતાની તીજોરી ભરવા માટે હજારો ખેડુતોને પાયમાલ કર્યા હતા અને પોતાની સત્તાની વિરૂધ્ધ જનારા ચાર પાંચ જણાને ગૂપચૂપ યમદ્વાર મોકલી દીધા હતા. આવા દિવાનના હાથમાં મધુપુરનું રાજતંત્ર હતું અને એ રાજ્યનો ભાવી વારસ મદનસિંહ હતો.

દિવાન ગયા પછી મદનસિંહે ટેબલપર પડેલો ચંગ વગાડયો. તરતજ એક હઝુરીયો હાજર થયો.

'બાપુની તબિયત કેમ છે?" મદનસિંહે પૂછયું.

"વૈદ્યરાજ કહે છે કે એક બે દિવસના મહેમાન છે–" હઝુરીયો જરા શોકભર્યા અવાજે બોલ્યો.

"વારૂ જા–"

નોકર ગયો.

"નઝીર! હવે હું આ રાજ્યનો એક ચક્રી રાજા થઇશ."

"ને હું?" નઝીર હસીને બોલી. તેનાં નયનો નાચી રહ્યાં.

"તું ? તું તો મારી આંખોનું નૂર છે. વ્હાલી ! તું આવી ત્યારથી મને આ રાજભવન ઇંદ્રભવન સમું લાગે છે"

"જાઓ, તમે જુઠ્ઠા છો." નઝીરના વદન પર મોહક ક્રોધની છટા આવી.

"કેમ ? કેમ ? તું આમ ગુસ્સે થાય છે ને મારો જીવ ઉડી જાય છે."

"વ્હાલા ! તમે મને સાચેજ રાણી બનાવશો ?"

"તારા સોગન ખાઇને હું તને કહું છું કે તુંજ મારી રાણી બનશે."

"તમે મને ચાહો છો ?"

"આ કેવો સવાલ ? તું તો મારી હૃદયરાણી છે."

"તો પછી પેલા રઘુનાથને મુંબઈ શા માટે રાખી મુકયો છે ?" નઝીરે દાવ જોઇ સોગટી મારી. મદનસિંહનું મ્હોં ઉતરી ગયું.

"રઘુનાથને મુંબઇમાં સ્ટેટને કામે રાખ્યો છે." તેણે જેમ તેમ જવાબ વાળ્યો.

"નહિ. આજનીજ ટપાલમાં તેનો પત્ર છે તેમાં તે લખે છે કે તે જે પરીની શોધમાં છે તેને લઇને તે થોડા દિવસમાં મધુપુર આવશે.

મદનસિંહથી હવે કંઇ ન બોલાયું. તેણે નઝીરના મોહ નીશામાં ચકચૂર થઇ તેને ટપાલ જોવાની રાજકારભારમાં માથું મારવાની રાજયને નામે હુકમો કરવાની છૂટ આપી દીધી હતી. એ છૂટ એનેજ ભારી પડી. નઝીરને ક્યારથી રઘુનાથ કોઇ પરીને સપડાવવાની કોશીષ કરી રહ્યો છે તેની ખબર પડી ગઇ હતી પણ આજે એ પરી થોડા દિવસમાં આવવાની ખબર મળતાં તે લાલપીળી થઇ ગઇ હતી.

"તમને ખબર છે કે તમે મારી યુક્તિથી રાજા થનાર છો અને છતાં મારી સાથે આવી દગાબાજી રમવા માગો છો?" નઝીરનું લોહી ઉકળી આવ્યું. ગુસ્સાથી તેના ગાલપર રક્તિમા ધાઇ આવી અને તેથી તે વધુ રમણીય જણાવા લાગી.

"રઘુનાથ જે છોકરીને લાવવનો છે તેથી તને કંઇ નુકસાન થવાનું નથી."

"વાહરે મારા ભોળા રાજા! કેવી મીઠી મધ જેવી વાત કરો છો? હવે તમે એના મોહ પાશમાં સપડાશો ને બાંદીને ભુલી જશો."

"નહિ. નહિ. વ્હાલી! તને હું કદિ ભૂલવાનો નથી."

"જો તમે સાચુંજ કહેતા હો તો રઘુનાથને અહિં આવવા માટે તાબડતોબ તાર કરો–"

મદનસિંહ મૂઝાયો તેની નજર સામે નાટકશાળા પાસે જોયલી પેલી મોહક નારંગીવાળી તરી આવી.

"આ હુકમપર સહી કરો–" નઝીરે મદનસિંહ સામે એક કાગળ મૂકી મદનસિંહ લાચાર થયો તેણે ચુપચુપ સહી કરી આપી પણ નઝીર તેનાપર આમ સત્તા ચલાવતી થઇ તે તેને ગમ્યું નહિ.

"હવે રંગમહેલમાં ચાલો મારા રાજા! ચાર દિવસમાં તો તમે ગાદીપર બીરાજશો–ચાલો" નઝીર પાછી હતી તેવી થઇ ગઇ તેના ઓષ્ટપર પુનઃ અજેય સ્મિત ફરકી ક્હ્યું અને મદનસિંહ દારુડીઆની પેઠે લથડીઆ ખાતો તેનો હાથ પકડી રંગમહેલ તરફ ગયો.

# પ્રકરણ ૨૦ મું.

## રાધાનું હરણ.

ગૌહરજાનનું સંગીત બાલીવાળા ગ્રાંડ થીએટરની રંગભૂમિ પર ગુંજી રહ્યું હતું. પ્રેક્ષકોનો મોટો ભાગ રાધા અને લીલીઅનની કાન્તિલ જુવાનીને શાપ દેતો નિશ્વાસ નાખી રહ્યો હતો. રાધાની આસપાસ બેઠેલા અનેક ફાંકડેરાવો તેને ટીકી ટીકીને જોતા-મૂછો મરડતા-આંખો મારતા-અને બીજા ભાતભાતના ચાળા કરતા. રાધા એ જોઇ ગુસ્સે થતી અને તિરસ્કારથી મ્હો ફેરવી લેતી. પણ એનો ધિક્કાર પણ ઉલ્લુ કામીઓને ગમતો હતો. એણે જ્યારે તિરસ્કારથી મ્હો ફેરવ્યું ત્યારે એની પાછળ બેઠેલા એક વણિક યુવાને ટીકા કરી: "ઓય! તારો નખરો!" લીલીઅને આ શબ્દો સાંભળ્યા અને તેની આંખો ફરી ગઇ. તે પેલા ઉલ્લુ તરફ વક્ર નજરે જોઇ બોલી: "કેમ! મુગા મરી નથી રહેવાતું કે? વગર ભાડાની કોટડી જેવી છે?" આ શબ્દો તે એવા દમામથી બોલી કે વાણીઆ ભાઇના રામ રમી ગયા અને તે ડાહ્યો ડમરો થઇ સંગીત સાંભળવાનો ડોળ કરવા લાગ્યો.

રાતના અગીઆર વાગ્યા, ગૌહર "શ્યામ ઝૂલે હિંડોલા કુંજ-બનમેં" ગાતી રૂમાલ વડે ચાળા કરી શ્યામનો હિંડોળો ઝૂલાવી ઉલ્લુઓના દીલ હલાવી રહી હતી. આ સમયે ઓરચેસ્ટ્રામાં એક ફાંકડો યુવાન દાખલ થયો. તેની ઉમ્મર ભાગ્યેજ પચીસ વર્ષની હશે તેનું શરીર કદાવર અને ઘાટીલું હતું. મ્હો પર યુવાનીના જોમ અને ઉત્સાહ હતાં. આંખોમાં ઇશ્કની ખુમારી હતી. નાની વાંકડી મુછો આમળતો, હસતો હસતો તે એક મિત્ર સાથે આવ્યો અને રાધાથી થોડેક દૂર બને જણ બેઠા.

આ યુવાનનું નામ મહમ્મદ હતું. તેનો પિતા બે ત્રણ મહિના પરજ જન્નતનશીન થયો હતો. સરકારી કંત્રાકટોમાંથી તેણે લાખોની દોલત જમા કરી હતી. મુંબઇ શહેરમાં તેના પચાસ સાઠ માળા હતા આ બધાનો મહમ્મદ એકલો વારસ હતો. લાખોની દૌલત મળતાં, વડીલનો અંકુશ દૂર થતાં અને જુવાનીના દિવાના આવેશની લગની લાગતાં તેણે બાપની મીલકતનો શ્રીમંત યુવાનો કરે છે તેમ શરાબ, સુંદરી અને જુગાર પાછળ ઉપયોગ કરવા માંડયો. હમણાં તેણે આગાખાની ટોપી પહેરી હતી. કિમતી વેનીશનનો કાળો સુટ પહેર્યો હતો અને ગળામાં કોલર પર રેશમી નેકટાઇ ફરફરી રહી હતી. તેના જમણા હાથની ટચલી આંગળી પર હીરાની વીંટી ઝગારા મારી રહી હતી. અને જાકીટ પર રત્નજડિત ઘડીઆળનો અછોડો લટકી રહ્યો હતો.

આવતાં વાર તેની નજર લીલીઅન અને રાધા પર પડી રાધાને જોતાંજ તે દીલ ગૂમાવી બેઠો, ગૌહરનું સંગીત તેને ન રૂચ્યું. તેણે મસ્ત આંખે રાધા પર એક નઝર ફેંકી અને પછી પોતાના દોસ્ત તરફ ફરી કહ્યું: "હુસેન ! કેવી ખુબસુરતી છે? માનો જન્નતની પરી છે."

"જી." તેનો ખુશામતીઓ મિત્ર બોલ્યો.

"ગમે તે ભોગે એને મેળવવી જોઇએ."

"પણ એ કોણ છે, કયાં રહે છે તે જાણ્યા સિવાય એકદમ શું થઇ શકે?"

"હુસેન! ધીમા પણ ગંભીર અને નીશ્ચીંત અવાજે મહમ્મદે કહ્યું: "આ પરીને જોતાં મને જેવી લાગણી થાય છે તેવી કોઇને જોઇને થઇ ન્હોતી. મેં ઘણી પરી જાદીઓના જોબનનો બ્હાર

લૂંટયો છે પણ આ ? ખુદા તાલાએ ફુરસદની વખતે એને ઘડી હશે જો તો ખરો ! શું ખુબસુરતી છે ? જાણે ક્યામતની પૂતળી ! ફરહાદની શીરી, અને યુસુફની ઝુલેખાને ટક્કર મારે એવી આ પરી માટે જાન પણ સદકે કરવો પડે તો શો મુઝાકો છે ? હુસેન ! દોસ્ત ! સાચું બોલ. આ પરી મારે લાયક છે કે નહિ ?"

"એમાં કહેવા જેવું શું છે ? તમારે માટેજ અલ્લા મીયાએ એને ઘડી છે."

"શાબાશ ! આજેજ હું એને મારી દીલરૂબા બનાવીશ" મહમ્મદ પાગલ થઇ બોલ્યો.

"આજેજ ? શી રીતે ?" હુસેને અજબ થઇ પુછ્યું.

"જર ચાહે સો કર ! દોસ્ત ! પૈસાથી શું થતું નથી ? પૈસાથી પોલીસ ખરીદી શકાય છે ને દુનિયાને મ્હોડે તાળા મારી શકાય છે-"

"જી. આપની વાત બરહક છે."

"પૈસાથી શું થતું નથી ? તાજમહાલ હોટલમાંથી પેલી મડમને પરમદિને આપણે હાજીઅલી લઇ ગયા હતા તે યાદ છે ?" મહમ્મદે હોંસથી વાત કરવા માંડી.

"હા. એ તો તમે ગજબજ કર્યો હો ! એ કોઇ મોટા ઘરની છોકરી હતી—"

"મોટા ને નાના ! બધાજ પૈસાથી ખરીદી શકાય છે. એ ગમે તેવા ઘરની હોય પણ એની પાસે ડીનર ખાવાના ને શેમ્પેન પીવાના પૈસા હતા ? એની પાસે ટેક્ષીમાં ફરવા માટે નોટો હતી ? હુસેન ! દરેક ફેશનેબલ ઓને કિમતી દાગીના ને સુંદર વસ્ત્રો ગમે છે. બધીના ધણીમાં તે ખરીદવાની તાકાત હોતી નથી એટલે ગરીબ અને મધ્યમ વર્ગની પરીઓ શ્રીમંત આશકોની શોધમાંજ હોય છે—"મહમ્મદે પોતાનો દુનયાદારીનો અનુભવ વર્ણવ્યો.

"પણ આ તો પૈસામાં રેલતી કોઇ રાણી જેવી લાગે છે. એના વસ્ત્રો કેવા કિંમતી છે તે તો જુઓ! એના શરીર પર હીરા મોતી ઝગઝગી રહ્યા છે—" હુસેને રાધા તરફ ખાડી આંખે જોઇ કહ્યું.

"તે મારી નઝર બ્હાર નથી. એ શ્રીમંત લાગે છે તેટલા માટેજ એને કેમ ઉપાડવી તેનો હું ખ્યાલ કરી રહ્યો છું."

મહમ્મદ થોડીકવાર વિચારમાં પડયો. હુસેન ગુપચુપ બેસી રહ્યો. થોડીક મીનીટ પછી મહમ્મદના મ્હોપર સ્મિત ફરકયું. તેને એક યુકિત સુઝી અને તેનો તેણે આજે રાતેજ અમલ કરવાનો નિશ્ચય કર્યો. દશ પંદર મીનીટ તે બહાર જઇ આવ્યો અને મલકાતો મલકાતો પાછો થીએટરમાં આવી બેઠો.

"હુસેન! રાતે તું ઘેર જવાનો છે?"

"હાસ્તો! બીબી બૂમ મારશે ને?" હુસેન સમજી ગયો કે મહમ્મદ કંઇ કાવત્રું કરી રહ્યો છે. તે ખુશામદી હતો. અને મહમ્મદને ચઢાવીને પૈસા ઓકાવતો હતો પણ તેનું જીગર બ્હીકણ હતું. મહમ્મદના ઇસ્કની તૃપ્તિ માટે તે કોઇ લફરામાં સંડોવાવા માગતો ન્હોતો.

"અચ્છા! તારી કંઇ જરૂર નથી." મહમ્મદ બોલ્યો.

સાડાબાર વાગે જલસો પૂરો થયો. લીલીઅન અને રાધા બ્હાર નીકળી મોટરમાં બેઠી મોટર ચાલુ થાય તે પહેલાં મહમ્મદ પોતાની મોટરમાં જઇ બેઠો હતો. હુસેન તેની રજા લઇ વિદાય થઇ ગયો. મહમ્મદ મોટરમાં બેઠો કે તરતજ ચાર પઠાણો તેમાં બેસી ગયા. રાધાવાળી મોટર ચાલી અને મહમ્મદની મોટર તેની પાછળ પડી.

રાધા લીલીઅનને ત્યાં જતી હતી. લીલીઅન ભાયખલા પર રહેતી હતી. રાતે સાડાબાર એક વાગવાનો સમય થયો

હતો, સઘળે શાંતિ પ્રસરી હતી. કોઇ કોઇ જગ્યાએથી કોઈ એકલ ડોકલ વિક્ટોરીઆ જતી હતી ને કોઇ કોઇ ફાનસ પાસે પીળી પાઘડીવાળો મુંબઇનો "રક્ષક" ઉંઘમાં ઝોકા ખાતો ઉભો હતો.

સાંકળી સ્ટ્રીટ આગળ રાધાની મોટર જતાં મહમ્મદની મોટરની ઝડપ વધી ગઇ અને બે ત્રણ પળમાં તો તે રાધાની મોટરની અડોઅડ જઇ પુગી. તરતજ એક પઠાણે રાધાના શોફરના માથા પર ડાંગનો પ્રહાર કર્યો અને બીજી પળે મહમ્મદ રાધાની મોટરમાં કૂદી પડયો. મહમ્મદે રાધાની મોટર ઉભી રાખી. મહમ્મદની મોટર પણ થંભી ગઇ. લીલીઅન અને રાધા આ અચાનક હુમલાના ભયથી થરથરી ગઇ. તેમનાથી બે ચાર ચીસો પડાઇ ગઈ પણ એ ચીસો કોઇ સાંભળે તે પહેલાં તો મહમ્મદના માણુસોએ બંનેને પકડી તેમના મ્હો દાબી દીધા.

"આને આપણી મોટરમાં લઇ લે—" મહમ્મદે રાધા તરફ આંગળી તાકી એક પઠાણુને હુકમ કર્યો. રાધા અને લીલીઅન આ વખતે બેભાન થઇ ગઇ હતી. રાધાને ઉપાડી મહમ્મદની મોટરમાં મુકવામાં આવી. લીલીઅન બેશુધ્ધ હાલતમાં રાધાની મોટરમાંજ પડી રહી. મહમ્મદે તેની તથા જખમી શોફરની દરકાર પણ ન કરી. તે બન્નેને તેમની મોટરમાં રહેવા દઇ પોતાની મોટરમાં ચઢી બેઠો અને વીજળીક વેગે મોટર ચલાવવાનો હુકમ કર્યો.

મહમ્મદના પંઝામાં અચાનક સપડાયલી રાધાનું હવે શું થશે?

# પ્રકરણ ૨૧ મું.

## જુલમ.

અમાસની કાળી રાત હતી. નઝીર બેગમ મધુપુરની રાણી થવા માટે બહાવરી થઈ ગઇ હતી. તેની ઝેરી જીભે એક પળે ફતેહસિંહનો કાંટો કાઢી નાખવાની સૂચના કરી. મદનસિંહનો બાપ ફતેહસિંહ અતિશય કામવાસનાથી આખા અંગે ઝલાઇ ગયો હતો અને તે મુરદા પેઠે જીવતો હતો આ બુઢો ક્યારે મરે ? એવી મદનસિંહ પ્રાર્થના કરતો હતો પણ પોતાના બાપનું ખુન કરવાનો વિચાર તેના મગજમાં હજુ સુધી આવ્યો ન્હોતો. નઝીર બેગમે એ વિચારને જન્મ આપ્યો. ફતેહસિંહ જીવે ત્યાં સુધી મદનસિંહ શા માટે રાજગાદીની રાહ જુએ ? એ વૃધ્ધ રાજાને વધુવાર જીવવાનો હક્ક શો છે ? તે મદનસિંહના માર્ગમાં નકામી નડતર રૂપ છે. એમ જણાવીને નઝીરે ફતેહસિંહને ધીમું ઝેર આપવાની મદનસિંહને સૂચના કરી અને મધુપુરના સ્વાર્થી યુવરાજે એ સૂચના વધાવી લીધી. પંદર દિવસથી ફતેહસિંહ પર ધીમા ઝેરનો પ્રયોગ અજમાવવામાં આવતો હતો અને આજે તેની છેલ્લી પળો ગણાતી હતી.

રાજમહેલના એક દિવાનખાનામાં એક પલંગપર પડયો પડયો ફતેહસિંહ મોતને આમંત્રણ કરી રહયો હતો. તેને અસહ્ય વેદના થતી હતી. સાંધાના દુઃખ સાથે ઝેરની કાતિલ અસર તેને સતાવી રહી હતી. તેનાથી હલાતું ચલાતું ન્હોતું. તેની વાચા લથડી ગઇ હતી. શ્વાસ લેતાં મુશ્કેલી નડતી હતી. રાજા જીવતો રહયો હોત તો પણ મદનસિંહની સત્તા કોઇ રીતે ઓછી થાય તેમ ન્હોતું. વસ્તુતઃ હાલમાં તેજ રાજ્યનો કર્તાહર્તા વિધાતા હતો. પણ નઝીરને રાજરાણી થવાની

રાક્ષસી મહત્વાકાંક્ષા ઉપજી હતી અને તેથી તે મદનસિંહના માથાપર રાજમુગટ મૂકવા માગતી હતી.

દિવાનખાનામાં મદનસિંહ, નઝીર અને ફતેહસિંહની રાણીઓ તથા રખાતો ભેગી થઇ હતી. પલંગની બાજુમાં એક ખુરશીપર રાજવૈદ્ય કડવું મ્હો કરી બેઠો હતો. પલંગપર મદનસિંહ જાણે બાપના નજીક આવતા મરણથી ભારી શોક થતો હોય તેવો ડોળ કરી બેઠો હતો. દિવાન અને રાજ્યના બીજા અમલદારો ગંભીર ચહેરે શાંત ઉભા હતા. નઝીર મનમાં મલકાતી પણ ઉપરથી શોકગ્રસ્ત હોવાનો ડોળ કરતી એક સોફાપર ફતેહસિંહની રાણીઓ સાથે બેઠી હતી.

"કુ–કુમાર !––" ફતેહસિંહ જરાક આંખો ઉઘાડી મહા મહેનતે લથડતી જીભે બોલ્યો.

"જી બાપુ !" મદનસિંહ તેની નજીક મ્હો લઇ બોલ્યો.

"હું જાઉં છું–ત–તારી–ન" તેનાથી વિશેષ ન બોલાયું. તે નઝીર વિષે કંઇ બોલવા જતો હતો પણ તેની અજલ આવી રહી ને તેણે ઉશીકા પર ડોકું નાખી દીધું. બીજી પળે મધુપુરનો રાજા હતો–ન હતો થઈ ગયો. તેનો પ્રાણ ઉડી ગયો અને જડ અચેતન શરીર રહી ગયું. દિવાનખાનામાં રડારોળ થઇ રહી. મદનસિંહે જેમ તેમ થોડાક આંસું પાડયાં અને ફતેહસિંહના મુરદાને ઠેકાણે પાડવાની વિધિ થવા લાગી.

મધુપુરનો માલીક આ દુનિયા છોડી ગયો તેજ વખતે તેના રાજ્યમાં શું થતું હતું ? મદનસિંહના હુકમથી રાજ્યનો સેનાપતિ અને તેના સિપાઇઓ મનુષ્ય મટી રાક્ષસ થયા હતા. સેનાપતિએ

ગામડે ગામડે પોલીસ ફોજ વધારી દીધી હતી અને દરેક ટૂકડીની સરદારી નિર્દય માણસોને આપી હતી. અમાસની અંધારી રાતે મધુપુર રાજ્યના એકે એક ગામડામાં સનનન કરતી ગોળીઓ નિર્દોષોના પ્રાણ લઇ રહી હતી. સેનાપતિએ સૂર્યાસ્ત પછી કોઇને પણ બ્હાર નીકળવાની મના કરી હતી અને કોઇ કમનસીબ ભૂલે ચૂકે બ્હાર નીકળતો તો તે જાલીમ સિપાઇઓની ગોળીથી વીંધાઇ જતો. ચાર પાંચ દિવસથી આ હત્યાકાંડ શરૂ થઇ ગયો હતો પ્રજા ત્રાહે ત્રાહે પોકારી ગઇ હતી. ખેતરમાંથી સૂર્યાસ્ત પછી ઘેર જતા અનેક રંક ખેડૂતો જાલીમ જમડાઓની ગોળીથી વીંધાઇ મધુપુર રાજ્યને શાપ દેતા સ્વર્ગે સીધાવ્યા હતા.

દબાયલી પ્રજા જૂલમને તરતજ વશ થઇ જાય છે. તે સામી થઇ શકતી નથી. મૂગી આહ્ મારીને બેસી રહે છે. પોલીસના ત્રાસથી મધુપુરની પ્રજા દબાઇ ગઇ. કેટલાક નબળા મનના ડરપોક માણસો અનિરૂધ્ધને ગાળો દેવા લાગ્યા. આ બંડખોર માણસેજ પ્રજા પર આફત આણી એમ દોઢ ડાહ્યાઓ બોલવા લાગ્યા. કેટલાકોએ અનિરૂધ્ધની ટોળી વિષે થોડી ઘણી ચાડી પણ કરી; પણ અનિરૂધ્ધ એ માટે તૈયાર હતો. તે પોતાનું ખંડેર તજી કયારનો એક પર્વતની ગુફામાં જઇ ભરાયો હતો તેની સાથે પચાસેક વફાદાર માણસો હતા. બીજાઓ તેને રાજાના ત્રાસથી ડરી જઇ તજી ગયા હતા. પણ અનિરૂધ્ધ હિમ્મત હાર્યો ન્હોતો. તે જે ગુફામાં ભરાયો હતો તે જગ્યા અત્યંત વેરાન અને નિર્જન હતી. જ્યાં સુધી પોલીસનો ત્રાસ ઓછો ન થાય ત્યાં સુધી તેણે સંતાઇ રહેવાનો નિશ્ચય કર્યો હતો પણ તે મદનસિંહને જંપવા દેવા માગતો ન્હોતો. ચાહે જાન જાય પણ આ જૂલમી રાજાને યમદ્વારમાં

મોકલવાની તેણે પ્રતિજ્ઞા કરી હતી. તે બહારવટીઓ થયો હતો. તેની વ્હાલી પત્ની લીલાની વિનવણીની તેને દરકાર ન્હોતી. તે પોતાના સગા બાપને લૂટી આવ્યો હતો. તેના હુકમથી એક જાલીમનું ખુન થયું હતું. ભયંકર વ્યાજ લઇ પ્રજાનું લોહી પીતા ગોમાજી મારવાડીને તેણે ભીખારી બનાવ્યો હતો. હવે પાછી પાની કરવી તે અનિરૂધ્ધને મન ભયંકર પાપ હતું. તેણે અનેક શાંત મનુષ્યોને ભયંકર લોહી તરસ્યા અરાજક બનાવ્યા હતા. હવે તે નમતું આપે તો તેનાજ સાથીઓ તેને દગાબાજ ગણી ભૂપીતો કરી નાખે એવો ભય હતો અરાજકતાની ભયાનક આગમાં ભૂસ્કો માર્યા પછી બહાર નીકળવાની આશાજ રહેતી નથી અને અનિરૂધ્ધ બહાર નીકળવા માગતો પણ ન્હોતો.

# પ્રકરણ ૨૨ મું.

## સ્વામી આનંદની ગીરફતારી.

અંધારી ભયભરી કાળી કાળી, મણુસણાટ કરતી રાત્રી ! સઘળે નિઃસ્તબ્ધ ગંભીરતાનું ઘોર સામ્રાજ્ય વ્યાપ્યું હતું. અંધકારમાં નાનાં મોટાં વૃક્ષો ભૂત કે પિશાચ ઉભા હોય એવાં લાગતાં હતાં. દુરથી કોઇ કોઇવાર કુતરાના ભસવાનો અવાજ સંભળાતો હતો. દિવસની વિવિધ પ્રવૃત્તિથી થાકી જઇ સૃષ્ટિ નીદ્રાદેવીને ખોળે પડી હતી. જગત્ ઉંઘતું હતુ.

આકાશમાં ચંદ્ર ન્હોતો તારાઓને ક્ષીણ પ્રકાશ વાદળીઓ છવાવાથી નષ્ટ થતો. વરસાદ પડતો ન્હોતો પણ આકાશના નીલરંગી પટ પર કાળા વાદળાં છવાઇ ગયાં હતાં, અંધારૂં–અંધારૂં–આઘે સુધી–પૃથ્વીથી આકાશ સુધી અંધારૂં ! જગત અંધકારમય હતું.

ઉંઘતું જગત ! અંધકારમય જગત ! દ્રષ્ટિને સૌન્દર્ય કયાંય શોધ્યું મળતું ન્હોતું. સુતેલું જગત અવનવા સ્વપ્નાં જોતું હતું. કોઇ ભાવી આશા નિરાશાનું પ્રથક્કરણ કરતું તો કોઇ ગત પાપોની કથા આદિથી અંત સુધી બકી જતું હતું. કોઇ પ્રેમઘેલાને કુસુમ કુમુદના પ્રણયગાન સંભળાતાં તો કોઇને "સારી જહાંસે અચ્છા" ની ધૂન લાગતી. જગત આમ વિધ વિધ તરંગોમાં મહાલતું હતું.

આ ભયંકર સમયે અનિરૂધ્ધ મધુપુરથી પાંચ ગાઉ દુર આવેલા એક પર્વતની ગુફામાં લમણે હાથ દઇ બેઠો હતો તેની બાજુમાં સ્વામી આનંદ બેઠા હતા અને બીજા થોડાક વફાદાર સાથીઓ ગુફા પર છુપી રીતે પહેરો ભરતા હતા. અનિરૂધ્ધની નજર સામે એક ફાટેલા બિછાના પર તેની વ્હાલી પત્ની લીલા મરવા સુતી હતી. એ બિચારી આદર્શ હિંદુ પત્નીની પેંઠે અનિરૂધ્ધની પાછળ છાયા

પેઠે ચાલી આવી હતી. તેના અપમાનને ખાતર અનિરૂધ્ધે બ્હાર-વટિયું ખેડયું હતુ તે તે જાણુતી હતી અને પોતાના પ્રિયતમની બહાદુરી તથા ટેક માટે તેના પરથી વારી જતી. પણ અનિરૂધ્ધે રાજ્ય સામે આદરેલો સંગ્રામ તેના કોમળ સ્ત્રી હૃદયને ગમતો ન્હોતો. તેણે છેલ્લા પખવાડિયામાં અસંખ્ય ગોળીના બાર સાંભળ્યા હતા. દારૂ ગોળાના ચમકારા જોયા હતા અને અનેક નિર્દોષ ખેડુતોની કતલ જોઇને તે કંપી ગઇ હતી. આવા રાક્ષસી રાજ્યની હસ્તી પ્રભુ શી રીતે સાંખી રહેતો હશે તે તેની અજાયબી હતી. અનિરૂધ્ધ સાથે આમથી તેમ સંતાતાં—નાસતાં—ભૂખ અને તરસ વેઠતાં તથા કાતિલ ચિંતાને લીધે લીલાની તબીયત લથડી પડી. ચાર દિવસથી તેને કાળજ્વર આવતો હતો. અનિરૂધ્ધની પાછળ મદનસિંહના જમ જેવા સિપાઇઓ ખાઇ પીને લાગ્યા હતા એટલે તે બિચારો લીલીની દવા શી રીતે કરે? આજે લીલાની તબિયત ગભીર થઇ હતી, સ્વામી આનંદે એક બે વનસ્પતિની દવા અજમાવી જોઇ પણ કંઇ પત્તો ન લાગ્યો. અનિરૂધ્ધ હતાશ થઇ પત્નીને યમદ્વારામાં જતી ચુપચુપ જોઇ રહ્યો.

"ગુરૂ! આ દશાનો અંત કયારે આવશે?" તે આવેશભર્યા સ્વરે બોલ્યો.

"ભાઇ! મેં તને પ્રથમથીજ ચેતવણી આપી હતી કે આ દેશની પ્રજા સશસ્ત્ર બળવા માટે નાલાયક છે." સ્વામી ગંભીર સ્વરે બોલ્યા.

"ત્યારે અત્યારે અત્યારે આ રાજ્યના નૃશંશ જુલ્મો નીચી મુંડીએ સહ્યાં કરવા?"

"હાલમાં તો એવીજ સ્થિતિ છે." સ્વામીએ ટુકામાં પતાવ્યું: "પ્રજામાં સામા થવાની ને કેસરીયા કરવાની શક્તિ નથી."

"જહન્નમમાં જાઓ આ રાજ્ય ને જહન્નમમાં જાઓ આ સમાજ!" અનિરૂધ્ધ છેલ્લે પાટલે બેઠો "જે પ્રજાને પોતાના નેતાની પરવા નથી, જે સમાજ પોતાની સેવા કરનારને જરા દુઃખ આવી પડતાં ગાળો દે છે તે સમાજની સેવા શી કરવી? જો પ્રભુ જેવી કોઇ શક્તિ હશે તો તે મધુપુરના જાલિમને સજા કરશે. મારે આજથી આ લોહીની રમત હરામ છે." હતાશ બળવાખોર બોલ્યો. લીલાની અમી નજરની પ્રેરણા આજ સુધી તેને બળ આપતી હતી. લીલા તેનાથી વિરૂધ્ધ હતી છતાં લીલાના વક્ષસ્થલપર તેને આરામ મળતો હતો. આજે એ લીલા તેને તજી જતી હતી. તેની પ્રેરણાનો દીપક બુઝાઈ જતો હતો અને તેથી બંડખોર અનિરૂધ્ધ નરમ ઘેંસ બની ગયો હતો.

"વ્હાલા! પ્રાણ!..." બેભાનીમાં લીલા બકી. બેચાર પળ પછી તેની આંખો ધીમે ધામે ઉઘડી. તેની આંખોનુ તેજ ઝાંખું પડી ગયું હતું. શરીર અંગારાની પેઠે ધીખતું હતું.

"તમે-તમે-" તેનાથી વિશેષ ન બોલાયું. તેની જીભ લથડવા લાગી.

"લીલુ! હું આ લોહીનો યજ્ઞ છોડી દઉં છું." અનિરૂધ્ધ લીલાના કાન આગળ મ્હો લઇ બોલ્યો. મરવા સૂતેલી લીલાને આથી સંતોષ થયો હોય એવું લાગ્યું. તે ફીકકું હસી.

"વ્હાલા! હું જાઉં છું. પ્રણા...મ!—" આટલાજ શબ્દો તે બોલી શકી અને બીજી પળે તેણે ડોકું નાખી દીધું. અનિરૂધ્ધ રોઇ રહ્યો. સ્વામી આનંદના ગંભીરવદન પર બે આંસુનાં ટીપાં પડયાં.

આ પળે એક માણસ હાંફલો ફાંફલો ગુફામાં દાખલ થયો. તેનો શ્વાસ માતો ન્હોતો તેની છાતી ધડક ધડક થતી હતી

અનિરૂધ્ધ બેભાન જેવો રોતો હતો. સ્વામી આનંદની તાત્વિક પ્રકૃતિ સ્વસ્થ હતી. તે પેલા માણસને સંબોધી બોલ્યા: "શું છે?"

"નાસો. જમડાઓ આવે છે." જવાબ મળ્યો. બીજી પળે એ માણસની નજર લીલાના મુરદા પર પડી ને તે કકળી ઉઠયોઃ "અરે રામ! હવે શું થશે?"

"તમે કેટલા જણુ છો?" સ્વામીએ પૂછયું.

"પાંચ."

"અનિરૂધ્ધને ગમે તે રીતે રામપુરની હદમાં લઇ જાઓ."

"જી."

"આ વખતે અનિરૂધ્ધ સાવધ થયો ને સ્વામી તથા પેલા માણસ તરફ નજર કરી બોલ્યોઃ "શું છે?"

"આ તરફ ફોજ આવે છે. તું જલદી નાસી જા."

"લીલાનો અગ્નિ સંસ્કાર?" અનિરૂધ્ધ ફાટી આંખે બોલ્યો.

"હું કરીશ."

"ને તમારી સ્થિતિ?"

"મારી દરકાર ન કર."

"નહિ નહિ સ્વામીજી! હું મારી મૃત પત્નીને અગ્નિ સંસ્કાર કર્યાં વિના એક ડગ પણ ખસવાનો નથી. મારે માટે તમને વિકરાળ હિંસક વાઘોના પંઝામાં મુકી જઇને હું મારો પ્રાણ બચાવવા માગતો નથી."

"અનિરૂધ્ધ!" સ્વામીના સ્વરમાં આજ્ઞાદર્શક સત્તા આવી "આ વખત દલીલ કરવાનો નથી. જા."

એ સ્વરમાં એવી સત્તા હતી, સ્વામીના વદન પર આ વખતે એવો પ્રભાવ હતો કે અનિરૂધ્ધ બીજો એક બોલ પણ બોલી શકયો નહિ. તેની છાતી પત્નીના મરણથી ચીરાઇ ગઇ હતી. તેને મોતનો ડર રહ્યો ન્હોતો. જીવન પર પ્રેમ ન્હોતો. છતાં તે સ્વામીની આજ્ઞા

તોડી શક્યો નહિ. દારૂડીયા પેઠે લથડતા ડગલાં ભરતો તે પોતાના સાથીઓ સાથે જવા તૈયાર થયો. ને જોત જોતામાં તેઓ અદ્રશ્ય થઇ ગયા.

સ્વામી આનંદ એકલા લીલાના શબ પાસે બેસી રહ્યા. અરધા કલાક પછી મસાલોનો પ્રકાશ જણાયો. ગોળીઓનો સણસણાટ થયો પણ તેમની શાંતિ ન ચળી. થોડીજ વારમાં મદનસિંહના માણસો પર્વત પર આવી લાગ્યા. તેમના જાલીમ સરદારને એક બેવફા માણસ રસ્તો બતાવતો હતો. તેણે અનિરૂધ્ધની ગુફા શોધી કાઢી ને ત્યાં સ્વામી આનંદ પરહેજ થયા.

"તું કોણ છે?" મદનસિંહની ફોજનો સરદાર બોલ્યો.

"સાધુ."

"આ કોનું મુરદું છે?"

'તમારા નગરશેઠની પુત્રવધુનું."

"હેં!" સરદાર ચકિત થયો.

"એનું તેં ખુન કર્યું?"

"નહિં. એ તાવથી મરી ગઇ છે."

"તારા સાથીઓ કયાં છે?"

"મારો કોઇ સાથી નથી."

"જોગટા! સાચું બોલ; નહિં તો મરી જશે."

"મોતથી હું ડરતો નથી." સ્વામીએ દ્રઢસ્વરે જવાબ આપ્યો. સરદારનો મીજાજ ગયો.

"આ બદમાસને બેડી પહેરાવો—આ શબ ઉંચકી લો ને પચાસ માણસો આના સાથીઓની તપાસ કરવા માટે જાઓ."

સરદારનો હુકમ છુટયો. પચાસ માણસો પર્વતપર ઘુમવા ગયા ને સ્વામી આનંદ જાલીમોની સાથે મધુપુર તરફ રવાના થયા.

# પ્રકરણ ૨૩ મું.

## મહુબ્બત.

રાધાને મોટરમાં ઉપાડીને મહમ્મદ સીધો નેપીયનસી રોડના પોતાના બંગલામાં લઇ ગયો બંગલાના દરવાજા આગળ મોટર જતાં તેણે દરેક પઠાણના હાથમાં પચાસ પચાસની નોટ આપી તેમને વિદાય કરી દીધા અને પછી શોફર તરફ ફરી બોલ્યો: "લે." શોફરના હાથમાં સોનો ટુકડો પડયો: "મોટર ગૅરેજમાં લઇ જઇ સૂઇ જા. આ વાતની કોઇને પણ ખબર પડી તો જાનથી જશે."

"અરે ! એ શું બોલ્યા જનાબ ! સેવક તમારો વફાદાર નોકર છે."

"અચ્છા જા–" શોફર ગયો અને મહમ્મદે બેભાન રાધાને હાથમાં ઉપાડી લીધી

આખો બંગલો નિર્જન હતો. નોકર ચાકરો નિદ્રા દેવીને આધિન થઇ ગયા હતા. મહમ્મદ રાધાને એક ભવ્ય દિવાનખાનામાં લઇ ગયો અને એક પલંગ પર રાધાને સુવાડી દીધી. વીજળીની બત્તીના પ્રકાશમાં રાધાનું દૈવી સૌન્દર્ય કમાલ કરી રહ્યું. તે બેભાન પડી હતી પણ તેથી તેની સુંદરતા ઓછી થઇ ન્હોતી. તેના ગોરા ગુલાબી ગાલ, લિંબા ફુળ જેવા ઓઠો અને અધખીલી છાતી જોઇ મહમ્મદ પાગલ થઇ ગયો. અને તેણે રાધાના અદ્ભુત અધરો પ્રબલ આવેશથી ચૂમી લીધા. એ મીઠા અમીરસનું પાન કરતાંજ મહમ્મદ નવો માણસ થઇ ગયો. તેણે પૈસાને જોરે, જુવાનીના દિવાના આવેશમાં આજસુધી અનેક રમણીઓની મહોબત ચાખી હતી પણ તે કોઇપર પાગલ થયો ન્હોતો. સીગરેટ પીને ફુંકી દે તેમ તે કોઇ નવા ખુલખુલના જોબનનો લ્હાવો લઇ તેને ભુલી જતો. રાધાએ તેના પર જાૂદીજ અસર કરી. રાધાના અદ્ભુત અધર પર ચુંબન લેતાંજ તેના દીલમાં પાક મહબ્બતનો ઝરો ફુટયો.

"કેવી નિર્દોષ પરી છે." તે બબડયો: "એને હું મારી બીબી બનાવીશ." તેના મગજમાં પવિત્ર વિચાર સ્ફૂર્યો. તેને રાધા પર અનહદ વ્હાલ છૂટયું. તે ઉઠયો અને કબાટમાંથી ગુલબજળ લાવી રાધાના વદન પર છાંટવા લાગ્યો. થોડીવારમાં રાધાને શુધ્ધિ આવી અને મહમ્મદને પોતાની નજીક જોઇ તે ગભરાઇ ગઇ. હાંફલી ફાંફલી થઈ તે બીછાનામાં બેઠી થઇ, અને આમ તેમ જોવા લાગી. તે એક ભવ્ય દિવાનખાનામાં આવી પડી હતી. તેની સખી લીલીઅન તેની પાસે ન્હોતી પણ એક અજાણ્યો મુસ્લીમ યુવાન તેને મીઠી નજરે જોઇ રહ્યો હતો મુગ્ધા થર થર ધ્રુજવા લાગી અને બોલવાની ઇચ્છા છતાં કંઇ બોલી શકી નહિ.

"તમે જરા પણ ડરશો નહિ." મહમ્મદ સ્નેહાળ લાગણીભર્યા સ્વરે બોલ્યો: "હું તમને ચાહુ છું."

"તમે? તમે કોણ?" રાધાએ વિસ્મિત થઇ પૂછયું.

"હું કોઇજ નથી. તમારે માટે તમારો બંદો છું—આશક છું." મહમ્મદે આશક જેવો જવાબ આપ્યો.

"તમે મુસલમાં—"

"હા. તેથી શુ? તું મારા જીગરમાં જડાઇ ગઇ છે. તને મારી પત્ની બનાવવા માટે હું મારા જાનનો ભોગ આપવાને પણ તયાર છું." કહી મહમ્મદે આવેશથી રાધાને ચૂમી લીધી. મુગ્ધા કંઇ બોલી નહિ. તેના અચાનક હરણથી તે ડરી ગઇ હતી પણ તેને કોઇ પ્રકારની હાની થઇ ન્હોતી. મહમ્મદના ચુંબને જીંદગીમાં પહેલીવાર તેના હ્રદયના તાર ઝણઝણાવી નાખ્યા. તેના દીલમાં એવી અનિર્વાચ્ય લાગણી થઇ કે જેવી તેણે અગાઉ કદિ અનુભવી ન્હોતી. મહમ્મદના ચુંબનો તેણે વધાવી લીધાં. મહમ્મદના આનંદનો પાર રહ્યો નહિ.

"મારી સખી ક્યાં છે ?" પ્રથમ પ્રેમની કેફ ઉતર્યા પછી રાધા બોલી: "તમે બહુ વિચિત્ર રીતે પ્રેમ કરતા લાગો છો." છેલ્લા વાક્યમાં જરા ટપકાની છટા હતી. મહમ્મદ શરમાયો.

"વ્હાલી ! મને માફ કર. તને જોતાંજ હું ભાન ભુલી ગયો હતો. તારી સખીને લેશમાત્ર ઇજા થઇ નથી. ને જો તું કહેશે તો કાલે હું તેને તારી પાસે લઇ આવીશ."

રાધાને આ યુવાન ગમી ગયો. તે નવી દુનિયામાં જઇ પડી. તેને માટે ભયંકર સાહસ ખેડનાર મહમ્મદ તેને સાચો પ્રેમી જણાયો ને તે ઉમળકાથી મહમ્મદને ભેટી પડી. તે ભીખારીની કન્યા હતી. દૈવયોગે તે મદનસિંહના મોહનો ભોગ થવાથી રઘુનાથને લીધે ગંગા ડોશીને ત્યાં વૈભવવિલાસમાં જઇ પડી હતી અને ત્યાં તે જીવન નૌકાને કઇ દિશાએ હાંકવી તેની મુંઝવણમાં હતી એવામાં તેને મહમ્મદ મળી ગયો. તેને મહમ્મદ બલાત્કારથી ઉપાડી લાવ્યો હતો અને બંગલામાં લાવ્યા પછી તેણે રાધાને વશ કરવા માટે પશુબળ વાપર્યું હોત તો રાધા તેના પર મુગ્ધ થાત નહિ. પણ વિધિએ જુદુંજ ધાર્યું હતું. રાધા પર મહમ્મદ સાચા દીલથી મુગ્ધ થઇ ગયો ને તેના પ્રેમે રાધાને જીતી લીધી.

આજથી રાધાનું જીવન ફરી ગયું. આજ સુધી તે એકલી હતી. હવે એ મુગ્ધ પંખીણીને તેનો સાથી મળી ગયો. મહમ્મદે તેના પરથી તન મન ધન ઓવારી નાખ્યા. બંને એકમેકના પ્રેમમાં એટલા મસ્ત થઇ ગયાં કે ઉભય એક બીજાના સહવાસમાં કલાકો ગાળી નાખતાં તેનું તેમને ભાન રહેતું નહિ. કલાકો વહી જવા છતાં તેમને એમજ લાગતું કે એ પળ પરજ તેઓ વાત કરવા બેઠાં છે. આવી મસ્તીને

દ્વાઢ ડાહ્યા દુનીયાદારીઓ ભલે પ્રેમની ઘેલછા કહે-દેવોની ભાષામાં એ ભેભાનીને સ્વર્ગનો લ્હાવો કહેવામાં આવે છે.

વસંત ખીલી હતી અને મહમ્મદ મૅન્શનની પુષ્પ કુંજોમાં કોયલ કૂંજન કરતી હતી. વાતાવરણમાં રસ હતો અને એ રસ ઝરણુ પ્રેમીઓને કવિઓ ઝીલતા હતા. આમ્રડાળો પર મંજરી ઝૂમી રહી હતી. અને કોકિલા એ ડાળોને ઝૂલવતી સાથે સાથે રાધા અને મહમ્મદના હૈયાંને હેલે ચઢાવતી હતી. અનિલની લહરોમાં વસંતની સુગંધી હતી અને જગતપટપર પ્રભુતાનું દિવ્ય સૌન્દર્ય પ્રસરી રહ્યું હતું.

ઉષ:કાળ અને વસંત! કોયલ અને લતા કુંજ! વાસંતી વાયુનું ડોલન અને સૃષ્ટિના સિંહાસન પર ઉષારાણીની પધરામણી! આથી ભવ્ય ચિત્ર કોઇ ચિત્રકારે ચિતર્યું છે? આથી અધિક સુંદર કાવ્ય કોઇ કવિએ કલ્પ્યું છે?

"મહમ્મદ મૅન્શનમાં" વસંત પુર ઠાઠમાઠથી આવતી રાધા સાથે હવે મહમ્મદ વસંતને સત્કારી રહ્યો હતો. એ સત્કારમાં સ્વર્ગનો અમીરસ હતો. એ સત્કારમાં કોઇ અનિર્વાચ્ય રસધારા હતી. એ સત્કારમાં પ્રેમાળ હૃદય સહૃદયતા હતી.

બગીચામાં એક નાનું સરોવર હતુ. એ સરોવરમાં કમલો ઉગતાં મુગ્ધાના વિજયી નેત્રશાં કમલો સરોવરની બિલોરી કાચ સમી સપાટી પર ખીલ ખીલ હસી રહેતાં ને કિનારે ઉભેલા રાધા ને મહમ્મદના દીલમાં એ કમલ હાસ્યો પ્રેમની છોળ ઉછાળતા રાધાએ આ સરોવરને "સ્નેહસર"નું નામ આપ્યું હતું.

"રાધા! રાધાના નેત્રમાં નેત્ર પરોવી મહમ્મદ બોલ્યો."

"વ્હાલા!"

"આપણે ક્યાં છીએ?"

"જ્યાં જગત્ નથી ત્યાં વ્હાલા! તમને એમ નથી લાગતું કે પ્રભુએ આ કુંજ—આ ભૂમિ—આ સરોવર આપણે માટે બનાવ્યા છે? પ્રભુને આપણી કેટલી બધી ચિંતા છે? આપણે માટે સંગીત વિશારદ કોયલ, ચંદની, સમીર લહરીને પુષ્પોની સુગંધી! ઉષા ને સંધ્યા! સમુદ્ર તરંગો આપણને પ્રેમગીના ભણાવે છે; ચંદની આપણને શીતળના અર્પે છે. સમીરલહરી બહિસીના શંદેશ કહી જાય છે. સંસાર કેવો સુંદર છે વ્હાલા?"

"ને તું પણ પૃથ્વીની વલ્લભા જેવી કેવી સુંદર છે? પાછી બોલ—વ્હાલી! પાછી બોલ."

"શું બોલું?" રાધા ઉન્મત થઇ મહમ્મદની સોડમાં લપાઇ બોલવા લાગી: "તમને જોઉં છું ની મહમ્મદ! ત્યારે મને લાગે છે કે દુનિયામાં આપણે બેજ જણ છીએ! કોયલ, આમ્રકુંજ, પ્રભુ ને આપણે બે! બીજું કોઇ નહિ." કહી રાધાએ મહમ્મદ તરફ નજર કરી અને આવા પ્રેમીઓને કયું ધર્મશાસ્ત્ર ચુંબનના લ્હાવા લેવાની મના કરી શકે એમ છે? મહમ્મદે રાધાને હૃદયસરસી ચાંપી તેના અમીભર્યા અધરપર ચુંબન કર્યું. કોયલે તે જોયું ને તે ટહુકી ઉઠી.

"રાંડ મુગી મરની!" શરમથી નજર નીચી ઢાળી રહેલી રાધાથી અનિમેષ બોલાઇ જવાયું. મહમ્મદ હસી રહ્યો.

# પ્રકરણ ૨૪ મું.

## પોલીસની તપાસ.

રાધાનું હરણ થયું તેથી આખા મુંબઇમાં હોહા થઇ રહી. વર્તમાનપત્રોને "સેન્સેશન" કરી પૈસા કમાવાનું સાધન મળ્યું. રાધા મદમ્મદની હુંફાળી ગોદમાં સ્નેહની મધુર કેફ અનુભવી રહી હતી ત્યારે મુંબઇની છુપી પોલીસ રાધાની શોધ માટે આકાશ પાતાળ એક કરતી હતી. વર્ત્તમાન પત્રોના રિપોર્ટરો કંઇ નવી બીના જાણવાને આમથી તેમ દોડાદોડ કરી રહ્યા હતા. કેટલાક બાયલા મરદો આ બનાવથી ગભરાઇને પોતાની બૈરીઓને ઘરની બ્હાર પગ મુકવાની મના કરવા લાગ્યા હતા.

જે રાતે રાધાનું હરણ થયું તેની બીજી સ્હવારે રવીવાર હતો છતાં કેટલાક પત્રોએ ખાસ વધારા બ્હાર પાડીને આ ચોંકાવનારા બનાવની રસભરી વિગતો પ્રજાને ચરણે ધરી પોતાના ખીસા તર કર્યા હતા. એક રૂપસુંદરીનું હરણ, મુંબઇમાં પઠાણોનો ત્રાસ, બુલબુલની પાછળ પડેલું બાજ, હિંદુ મુગ્ધાનું ભેદભર્યું હરણ વિગેરે અનેક મથાળાઓ ભમરડા જેવા અક્ષરે છાપાઓના વધારામાં માલુમ પડતા હતા. એક સાહસિક પત્રકારે ખબર કાઢી હતી કે જે રૂપસુંદરીનું હરણ થયું છે તેના પર મધુપુરના મહારાજા મદનસિંહની મીઠી નજર હતી. વળી તેના રિપોર્ટરે કલ્પનાના તરંગ દોડાવી એમ પણ જાહેર કર્યું હતું કે "રાધા—મુંબઇની એ પરી સુરત નાઝનીન–બાવલા ને મુમતાઝના કરૂણ કીસ્સાથી હેબતાઇ ગઇ હતી તેથી તે મધુપુર જવાને નારાજ હતી. મધુપુરના મહારાજા તેના પર એટલા બધા પાગલ થયલા કહેવાય છે કે રાધાને ગમે તે ભોગે મધુપુર લાવનારને મોટાં ઇનામો આપવાની તેમણે લાલચ આપી

હતી. આ ભેદી બનાવના શીહા પરદા પાછળ કેવા ભેદ ભરમો છૂપાયલા છે તે અમે જાણુતા નથી પણુ ઇંદોરના રાજમહેલમાં રંગરાગ કરી આવેલી મુમતાજ બેગમના રસીલા અને કરૂણુ કીસ્સાને ભૂલાવી દે એવો આ બનાવ લાગે છે અને મુંબઇની બાહોશ છૂપી પોલીસ રાધાના ભેદી હરણનો ભેદ શોધી કાઢશે એવી અમે આશા રાખીએ છીએ."

બીજા એક પત્રે જુદીજ દિશામાં કલ્પનાના ઘોડાને બેલગામ છોડી દીધો હતો, તેણે મુંબઇની શૌખીન પ્રજાને ખબર આપી હતી કે:

"મુંબઇમાં બદમાસ પઠાણોનું જોર વધતું જાય છે. તેઓ શ્રીમંતોની કન્યાને ઉપાડી જાય છે અને પછી મ્હોં માગ્યા પૈસા મળે તોજ તે કન્યાને પાછી આપે છે." એક છાપાવાળાને રાધાના હરણમાં રશીઆના બોલ્શેવીકોના કાવત્રાંની ગધ આની હતી. એક જણે રાધા જાણી જોઇને કોઇ છેલ છબીલા સાથે નાસી ગઈ હતી એવું નાળિયેર ફેંક્યું હતું જ્યારે કેટલાક સનાતની હિંદુઓને આ પ્રસંગે હિંદુ ધર્મ હૈયે ધાઇ આવ્યો હતો. "મુસલમાનો હિંદુ સ્ત્રીઓને મુસ્લીમ ધર્મમાં વટલાવવા માટે ભગાડી લઇ જવાના બનાવો આજે નવા નથી. રાજપુતાના અને પંજાબમાં અનેક હિંદુ રમણીઓની મુસલમાનોએ લાજ લૂટી છે અને આ બનાવ પણુ તેવોજ હોવો જોઇએ." આવા દુષ્ટ શબ્દોથી એ સનાતનીઓ હંદુ ધર્મના અખંડ કિલ્લાનું રક્ષણુ કરવા બ્હાર પડયા હતા અને આમ રાધાના—એક સાધારણુ મીલ મજુરની નસીબ સંજોગે સોના રૂપામાં લોટતી કન્યાના-હરણે મુંબઇમાં ભાત ભાતની ઉથલપાથલ કરી નાખી હતી.

ફ્રુઢવારે સાત વાગ્યા હતા. રવિવારનો દિવસ હતો. લીલીઅન વર્તમાન પત્રો વાંચી તેમની જૂઠી કલ્પનાઓ પર સ્મિત કરતી

પોતાના દિવાનખાનામાં બેઠી હતી. તેને ગઇ રતે કંઇ ઇજા થઇ ન્હોતી. શૌકરના માથા પર પ્રહાર થયો હતો પણ તેની હાલત ગંભીર થઇ ન્હોતી. મહમ્મદ રાધાને ઉપાડી ગયો તે પછી થોડી વારે શૌકરને કળ વળી હતી અને લીલીઅન પણ શુદ્ધિમાં આવી હતી. તે શુદ્ધિમાં આવ્યા પછી સીધી ભાયખલાના પોલીસ સ્ટેશન પર ગઇ અને બનેલા બનાવની ખબર આપી ઘેર આવી હતી. શૌકરને થયેલા જખમની દવા કરવા માટે પોલીસે તેને હોસ્પીટલમાં મોકલ્યો હતો.

લીલીઅન ન્હા ધણી કરી પરવારી એટલામાં પોલીસનું તેડું આવ્યું. તે પોલીસ સ્ટેશન પર ગઇ અને ઇન્સપેકટરે તેને માનપુર્વક ખુરશી પર બેસાડી સવાલો પુછવા માંડયા.

"તમે રાતે ગભરાયલાં હતાં એટલે મેં જાણી જોઇને તમને સવાલ પૂછ્યા ન્હોતા. હું આશા રાખું છુ કે હવે તમારી તબિયત તદ્દન સારી થઈ હશે." ઇન્સપેકટરે કહ્યું.

"ઓહ યસ! થેંકયુ મી. ઇન્સપેકટર! હું તદ્દન સાજી છું અને મારી વ્હાલી બ્હેનપણીને ઉપાડી જનાર બદમાસોને પકડવા માટે પોલીસને બનતી મદદ કરવાને તૈયાર છું"—લીલીઅને જવાબ આપ્યો.

"થેંકયુ મીસ લીલીઅન! મારી ફરજ બજાવતાં મારે કેટલાક નાજુક સવાલો પૂછવા પડે તો મને માફ કરજો. તમારી સખીનું નામ રાધા ખરૂં?"

"જી—"

"તેના બાપનું નામ?"

"તેની મને ખબર નથી. મારી માન્યતા પ્રમાણે તેનો બાપ કોઇ ગરીબ મીલ મજુર છે."

"ત્યારે રાધા શ્રીમંત બાપની બેટી નથી?

"જી નહિ."

"તો પછી એ મોટરમાં શી રીતે સહેલ કરી શકે? એ આડે રસ્તે ગઇ હતી?"

"નહિ. હું એનો ખુલાસો કરીશ. રાધા એકવાર બાલીવાળા થીએટરની નજીકની ફુટપાથરી પર બેસી નારંગી વેચતી હતી. તેની ઉગતી જુવાની જોઇ એક રાજકુમારનું ભેજું ચકરાઇ ગયું હતું—" લીલીઅન જરા હસી. ઇન્સપેકટર ગંભીર થયો.

"એ રાજકુમાર કોણ?"

"હવે તે રાજકુમાર મટી રાજા થયો છે. તેનું નામ મદનસિંહ! તે મધુપુરનો રાજા છે."

"આઇ સી!" કપાળપર કરચળી વાળી ભવાં ચઢાવતો ઇન્સપેકટર બોલ્યો: "આ દેશી રાજાઓને ચળકતી આંખો ને ખીલતી જુવાની શિવાય બીજું કંઇ ગમતું હોય એમ લાગતું નથી વારૂં મીસ લીલીઅન! મધુપુરના રાજાએ રાધાનું હરણ કરાવ્યું હોય એમ તમને લાગે છે?"

"નહિ. કારણ કે મદનસિંહનો એક એજંટ રઘુનાથ મુંબઇમાંજ રહે છે અને તેજ રાધાના અપરા આરામનો ગંગા ડોશીને ખર્ચ આપતો હતો."

"અંઆડોશી કોણ છે?"

"એ ભકતાણીના સાળામાં છુપાયલી એક નીચ દલ્લાલા છે. રાધા તેને ઘેર રહેતી હતી. અને રઘુનાથે રાધાને અંગ્રેજી ભણાવવાને રોકી હતી અને પછી અમે બંને જાનો જીગર સખી બની હતી."

"રઘુનાથ મહારાજા પાસેથી પૈસા લાવી રાધા માટે વાપરતો હતો ?"

"હાસ્તો !"

"અને ગંગા ડોશી ?"

"તે પણ પોતાની તીજોરી તર કરતી હતી."

"રાધા પર બીજો કોઇ આશક થયો હતો ?"

"એક નહિ પણ અનેક ! તમે સમજી શકશો મી. ઇન્સપેક્ટર ! કે રાધા જેવી ખીલતી કલિની પાછળ ગાંડા થનારા ઉલ્લુઓનો મુબઇમાં તોટો નથી.'

"એવા કેટલાક ઉલ્લુઓ રાધા પર મરી ફીટતા હતા ?"

"ત્રણ ચાર."

"તેઓ ગંગા ડોશીને ત્યાં આવે જાય છે ?"

"હા."

"તેઓમાંના કોઇએ રાધાને ઉપાડી જવાનો તાગડો રચ્યો હોય એમ તમને લાગે છે ?"

"હોય પણ."

"વારૂ. હવે કેસના મુળ મુદ્દા પર આવીએ. કાલે તમે

ગૌહરજાનનો જલસો જોવા ગયાં હતાં. ત્યાં તમને કોઇ માણસ પર શક ઉપજ્યો હતો ? ”

“ખાસ નહિ, બે ચાર જણા અમને ટીકીટીકીને જોતા હતા.”

“પછી ? ”

“નાટક ખલાસ થયા પછી અમે મોટરમાં બેઠાં ત્યારે અમારી પાછળ થોડેક દુર એક મોટરમાં એક મુસલમાન યુવાન સાથે કેટલાક પઠાણોને મેં જોયા હતા.”

“તે મુસલમાન યુવાન શ્રીમંત લાગતો હતો ?”

“હા.”

“તે થીએટરમાં હતો ? ”

“હા.”

“તેની સાથે થીએટરમાં કોઇ હતું ? ”

“એક દોસ્ત હતો પણ તે જલસો પુરો થયા પછી તેને છોડી ગયો હતો.

“અચ્છા ! તમે એ મુસ્લીમ યુવાનને ફરીથી પીછાની શકશો ? ”

“મને ઝાંખો ખ્યાલ છે પણ ખાત્રીથી કહી શકતી નથી ”

“સાંકળી સ્ટ્રીટ આગળ તમારા પર હુમલો થયો ત્યારે મોટરમાં કેટલા જણ હતા ? ”

“ચારથી પાંચ પઠાણો, પેલો મુસ્લીમ યુવાન ને શોફર.”

“હુમલો અચાનક થયો હતો ?”

"હા. અને હું તરત બેભાન થઈ ગઇ હતી."

"તમારી ખાત્રી છે કે રાધાને કોઇ સાથે ગુપ્ત પ્રેમ ન્હોતો ?"

"હા. મારી ખાત્રી છે. તેનું નસિબ અચાનક ઉઘડી જવાથી શું કરવું ને શું નહિ એ સવાલજ તેને મુઝવી રહ્યો હતો.

"તે મધુપુરનો રણવાસ શોભાવવા રાજી હતી ?"

"રાજીપ નહિ ને નારાજ પણ નહિ"

"ગંગાડોશી પર તમને કંઇ શક છે ?"

"ખાસ શક નથી. પણ તે જો મદનસિંહ તેને ન રીઝવે તો કોઇ શ્રીમંત ઉલ્લુને ગળે વળગાડી પોતાનો સ્વાર્થ સાધતા અચકે એવી નથી."

"રાધાના શરીર પર કેટલીક કિમ્મતના અલંકારો હતાં ?"

"ઓછામાં ઓછા પાંચ હજારના."

"પઠાણો દાગીનાની લાલચે તેને ઉપાડી ગયા હોય એમ તમને નથી લાગતું ?"

"તેમની સાથે પેલો શ્રીમંત જણાતો યુવાન હતો તે જોતાં મને એમ નથી લાગતું."

"મધુપુરનો એજંટ રઘુનાથ હજુ મુંબઇમાં છે ?"

"મને તેની ખાત્રી ભરી ખબર નથી."

"તે ક્યાં રહે છે ?"

"હયુજ રોડ પર વિલાસભવનમાં."

"ગંગા ડોશીને તે વારંવાર મળે છે ?"

"હા."

"હજુ મદનસિંહનો રાધા પરનો મોહ કાયમ છે એવું તમે જાણો છો ?"

"એનો મોહ ઉડી ગયો હોય તો તે રાધા પાછળ હજારો રૂપિયાની હોળી શા માટે કરે ?"

"ખરૂં. થેંક્યું મીસ લીલીઅન ! હવે તમે જાઓ. જો જરૂર પડશે તો હું તમને ફરીથી બોલાવીશ. તે દરમિયાન છાપા-વાળાઓથી ચેતતા રહેજો એ લોકોને કંઇ પણ ખબર ન આપશો; નહિ તો રજનું ગજ થઇ જશે ને પોલીસના ચાલાકી નિષ્ફળ જશે

"હું તેમને બારણા આગળથીજ પાછા વાળીશ." લીલીઅન હસીને બોલી,

"ઓહ ! થેંક્સ !" ઇન્સપેક્ટર હસ્યો અને લીલીઅન પોલીસ સ્ટેશન છોડી ગઇ.

# પ્રકરણ-૨૫ મું.

## રઘુનાથ ગભરાયો.

"એ ડોકરી ! આ શો ઘોટાળો છે ?" રઘુનાથે ગંગાડોશીના ઘરમાં પગ મુકતાંની સાથે લાલ ચોળ આંખો કરી કહ્યું.

"શું છે ?" ડોશીએ દમામમાંજ જવાબ આપ્યો.

"રાધા ક્યાં છે ?"

"જહન્નમમાં ગઇ ! રાંડ નાસી ગઇ તો નાસી ગઇ પણ પોલીસનું લફરૂં કરતી ગઇ. હું ચોકી પર આંટા મારતી થાકી ગઇ છું. મને કંઇજ ખબર નથી. આવી છપરપગી મેં કદિ જોઇ ન્હોતી રાંડ મને થાપ આપી ગઇ. એ બધા પેલી રાંડ કીરસ્તાનનાં કરતુક છે." ગંગાડોશીએ મીસ લીલીઅન અને રાધાપર બખાળા કાઢ્યાં.

"માજી ! હું ઉસ્કેરાઇ ગયો છું. માટે મારાથી કંઇ આડું અવળું બોલાઇ ગયું હોય તો માફ કરજો. મારી બધી બાજી ધુળમાં મળી ગઇ—" રઘુનાથ ઠંડો પડ્યો તે સમજી ગયો કે આ જમાનાની ખાધેલ ડોશી સાથે દમદાટી ચાલવાની નથી.

"હવે બોલ્યા તે ખરૂં ! મારો કંઇ વાંક નથી રઘુનાથભાઈ ! પેલી રાંડ લીલીઅન રાધાને સ્વતંત્ર પ્રેમ ને ઢીકણો પ્રેમ એવી એવી કંઇ કંઇ વાતો કરીને એનું માથું ચકરાવી રહી હતી. રાધા એના પર મરી પીટતી હતી. ખાય પીએ ફરે હરે બધું લીલીઅનની સાથે મને તો લાગે છે કે આમાં લીલીઅનનુંજ કાળું છે. તેણે પઠાણોના હુમલાનું બ્હાનું કાઢી રાધાને ગૂમ કરી હશે !"

"એમ હશે તો હું એનું ખૂન કરીશ. માજી! તમને શું કહું? મારી દશા કફોડી થઇ ગઇ છે મદનસિંહ રાજા થયા પછી નઝીર બેગમનો ગુલામ થઇ ગયો છે. રાજ્યમાં બંડખોરો વધી પડયા છે આનંદ સ્વામી નામનો કોઇ જોગટો બંડના વાંક માટે ગીરફતાર થયો છે મધુપુરથી મને પાછા ત્યાં જવાના તારો પર તાર આવે છે જેમ તેમ મહારાજા પર છુપા પત્રો લખી હું તેમને રાધાના સૌન્દર્યમાં આંજી રહયો હતો. પણ આ બનાવ પછી મારા બારજ વાગી જવાના વળી છાપાવાળાઓ છડે ચોક આ બનાવ સાથે મદનસિંહના નામ પર કાદવ ફેંકે છે એટલે રેસીડંસીમાં પણ આ વરઘોડો જવાનો ને બધી કરી કારવી બાજી પાણીમાં મળવાની." રઘુનાથના સ્વરમાં નિરાશા હતી. તેનું મ્હો ઉતરી ગયું હતું: "તમે પોલીસ ચોકીપર શું કહી આવ્યા?"

"હું શું કહું? મેં કહ્યું કે રાધાના હરણ વિષે મને કંઇ ખબર નથી."

"મહારાજા વિષે?"

"હા! મુઆ ઇન્સપેક્ટરે મને દમદાટી કરીને એ વાત કઢાવી લીધી. મેં કહ્યું કે રઘુનાથભાઇ રાધાને મારે ત્યાં મુકી ગયા હતા–"

"સત્યાનાશ! હવે મુંબઇની પોલીસને કેમ પહોંચાશે?" રઘુનાથ ગભરાયો.

"રઘુનાથભાઇ? જર ચાહે સો કર!" ડોશીએ મહામંત્ર ભણાવ્યો.

"હા. પણ હવે મહારાજા પૈસા મોકલતા નથી. પેલી બદમાસ બેગમ ત્યાં ધણી ધોરી થઇ બેઠી છે."

"તો તમે એકવાર મધુપુર જઇ મહારાજાને ચઢાવી આવોને!"

"શું ચઢાવી આવું ? એતો મને જોતાં વાર ખાઇ જશે ને કદાચ અંધારી કોટડીમાં પૂરી દેશે."

"જાઓ જાઓ ! મરદ બચ્ચા થઇને આવી વાત કરો છો ? તમે મહારાજાને જઇને કહો કે જે સ્ત્રી તેમની થવાની હતી તેને મુંબઇનો કોઇ ઉલ્લુ ઉપાડી જાય તે મહારાજાની કીર્તિ પર પાણી ફેરવનારૂં છે ! રાધા મહારાજાની હતી. ગમે તે પ્રપંચે પાછી મહારાજાના શયનગૃહમાં મોકલવીજ પડશે આટલી વાત કરશો તો એ ફાંકડેરાવ ચઢી જશે ને તમને મ્હો માંગ્યા પૈસા આપસે."

"વાત તો ખરી. પણ ત્યાં જવાની મારી હિમ્મત ચાલતી નથી. મારા માણસો દ્વારા મને ખબર મળી છે કે નઝીર બેગમ મારો જાન લેવાને તલપી રહી છે."

"કેમ ? એ રાંડના તમે કયાં હાથી ઘોડા માર્યા છે ?"

"હું રાધાને મધુપુર મોકલવાની કોશીષ કરૂં છું તે એને ગમતું નથી."

"તો મહારાજા પર એક ખાનગી પત્ર લખો."

"એ થઇ શકશે."

"બીજું તમે જાતે જઇને પોલીસને મળી આવો ને પોલીસની બલા દુર કરો."

"ઠીક છે."

"હું મારી તપાસ કરૂં છું. રાધા જવાની કયાં છે ? એ પાતાળમાં હશે તો પણ મારા જાસુસો તેને શોધી કાઢશે." રોશી બોલી.

"એમ ! તમને કંઇ આશા છે ?"

"આશા ફળે ત્યારે ખરી. પણ હું ચુપચુપ બેસી રહેવાની નથી. મારી આંખમાં ધુળ નાખિ જનારી એ છોકરીને હું પાંદડે પાંદડે પાણી પાઇશ તો જંપીશ."

"શાબાશ ! તમે પણ ઉસ્તાદ છો."

"નહિ તો મુંબઇમાં રહેવાય ખરૂં ? એવી તો કેટલી રાધા મારા પગ ચાંપી ગઇ છે !" ડોશી અભિમાનથી બોલી.

"તમારો રાધાના હરણ વિષે શો મત છે ?"

"બનવા જોગ છે કોઇ શ્રીમંત બદમાસ એની ખુબસુરતી પર મોહી પડી એને ઉપાડી ગયો હોય પણ લીલીઅન સાથેની એની દોસ્તીથી મને શક ઉપજે છે. લીલીઅને પોતાના માનીતા કોઇ શ્રીમંત પાસેથી પૈસા ઓકાવવા માટે રાધાને ચુપચુપ રવાના કરી દીધી હોય તો તે અસંભવિત નથી."

"તમે લીલીઅન પર ચાંપતી નજર રાખજો."

"વારૂ."

"રઘુનાથ વિદાય લેવાની અણી પર હતો તેજ પળે પોલીસનો માણસ ત્યાં આવ્યો અને તેણે રઘુનાથ તથા ગંગા ડોશી બંન્નેને સંબોધી કહ્યું.

"સુપરીનટેનડંટ સાબ બુલાતા હય."

"ચલો—" કહી બન્ને પોલીસ સ્ટેશન પર જવા તૈયાર થયાં.

# પ્રકરણ ૨૬ મું.

## પત્તો લાગ્યો !

"મી૦ રઘુનાથ !..." રઘુનાથ અને ગંગા ડોશી પોલીસ સ્ટેશનપર ગયા પછી સુપ્રીન્ટેન્ડંટે રઘુનાથને એક રૂમમાં બોલાવી સત્તાદર્શક અવાજે કહ્યું: "તમે રાધાના હરણ વિષે શું જાણો છો ?"

'મને કંઇજ ખબર નથી."

"જુઓ, સાચે સાચી વાત કરશો તેમાં તમારી સલામતી અને તમારા રાજાની આબરૂની શોભા છે. હું બધું જાણું છું."

"હું કબુલ કરૂં છું કે મહારાજા મદનસિંહ રાધાને સ્ટેટની નાચનારી તરિકે રાખવા માગતા હતા—"

"નાચનારી તરિકે ?"

"હા."

"શું રાધા નર્તકી હતી ?"

"નહિ. પણ તેને નૃત્યની તાલીમ આપવામાં આવતી હતી"

"તમે એમ કહેવા માગો છો કે નૃત્યકલાને ઉત્તેજન આપવા શિવાય તમારા રાજાનો બીજો કોઇ મલીન હેતુ ન્હોતો ?"

"હું ધારૂં છું ત્યાં સુધી બીજો કોઇ હેતુ ન્હોતો."

"મી૦ રઘુનાથ ! હું દિલગીર છું કે તમે સીધી વાત કરતા નથી. મદનસિંહ રાધા પર મોહી પડયો હતો. તમે રાધાને ફસાવવાને ખાસ મુંબઇમાં રહ્યા હતા. રાધા મધુપુર જવાને નારાજ હતી. તેથી તમે રાધાને બળાત્કારથી ત્યાં ઉપાડી જવા માટે આ કાવત્રું કર્યું છે." સુપ્રિન્ટેન્ડંટે કલ્પનાના ઘોડા દોડાવી મુકયા.

"નહિ જી. તમારી માન્યતા ગભીર ભૂલભરી છે રાધા મધુપુર

આવવાને તદ્દન રાજી હતી અને તેની સાબીતી ગંગા ડોશી આપી શકશે." રઘુનાથે ઠંડે પેટે જવાબ આપ્યો

"ગંગાડોશી તમારાજ સંઘની છે એટલે તે તો તમે ભણાવો તેમ ભણી જશે."

"તો તમારે જોઇએ તેમ માની લો."

"હું તમને એકસ્ટ્રાડીશન વૉરંટથી ગીરફતાર કરીશ"

"ઠીક છે." રઘુનાથ દમામમાં બોલ્યો,

"તમે સોગનપર કહો છો કે રાધાના હરણમાં તમે બીલકુલ ભાગ લીધો નથી ?"

"હું કસમથી કહું છું કે મને કંઇજ ખબર નથી. ઉલટો હું તેના હરણથી હતાશ થઇ ગયો છુ."

"કેમ ?"

"મહારાજા ગુસ્સે થશે તેથી." રઘુનાથે નારાજીથી જવાબ વાળ્યો.

"ત્યારે તમે મહારાજાને આડે રસ્તે લઇ જવામાં મદદ કરો છો ખરૂં ?"

"આ સવાલનો જવાબ પુછવાનો તમને હકક નથી."

"એમ કે ? મને હકક છે કે નહિ તે થોડાજ સમયમાં ખબર પડશે." તીક્ષણ નજરે રઘુનાથ તરફ જોઇ સુપ્રિન્ટેનડંટ બોલ્યો: "જાઓ."

બ્હાર ગંગા ડોશીની ઇન્સપેકટરે જુબાની લીધી પણ કંઇ નવી વાત બ્હાર આવી નહિ. પોલીસે કંટાળીને બન્નેને રજા આપી.

તેઓ ભાગ્યેજ પોલીસ સ્ટેશનના કમ્પાઉંડ બ્હાર ગયા હશે એટલે એક મોટર પોલીસ ચોકી આગળ આવી ઉભી રહી ગંગા ડોશીની ગરૂડ જેવી આંખો તેમાંના યુગલ પર પડી ને તે ચોંકી.

"રઘુનાથ ! પેલી રાધા ? "

"ક્યાં ? ક્યાં છે ?"

"અરે ! આ મોટરમાં !" ગંગા ડોશીએ મોટરમાં બેઠેલી રાધા રઘુનાથને બતાવી.

"એની સાથે કોણ છે ?"

"હું ન્હોતી કહેતી ? રાંડ લીલીએને આ માણસ સાથે એને નસાડી મૂકી હશે !"

બન્ને થોડે દૂર ઉભા રહી આવી વાત કરતાં હતાં. રાધા કે મહમ્મદની તેમના પર નજર પડી ન્હોતી.

મોટર ઉભી રહેતાંજ મહમ્મદ અને રાધા નીચે ઉત્તર્યાં અને હસતાં હસતાં પોલીસ સ્ટેશનમાં દાખલ થયાં. મહમ્મદ શ્રીમંત યુવાન હતો. પોલીસ સાથે તેને સારી પીછાન હતી. આ સ્ટેશનનો સુપ્રિન્ટેન્ડંટ મી. રોબર્ટસન તેને સારી પેઠે ઓળખતો હતો. તેને જોતાંજ રોબર્ટસને તેને આવકાર આપી બોલાવ્યો.

"હલ્લો ! મી.મહમ્મદ ! વેરી ગ્લેડ ટુ સી યુ ?"

"હું અગત્યના કામસર આવ્યો છું મી. રોબર્ટસન !"

"ચાલો, મારા રૂમમાં !"

ત્રણે જણ ખાનગી રૂમમાં ગયાં.

"મી. રોબર્ટસન ! આ સુંદરીને ઓળખો છો ?"

રોબર્ટસને રાધા તરફ જોયું. તરતજ તે કુદયો "માઇ ગોડ ! આજ બાઇનું હરણ થયું છે—"

"ખરી વાત ! તમે ફોટો પરથી એને ઓળખી લીધી હશે." મહમ્મદે કહ્યું.

"હા."

"એનું હરણ થયું ન્હોતું."

"ત્યારે ?"

"એ પોતાની રાજીખુશીથી મારી સાથે મારે બંગલે આવી હતી" મહમ્મદે સુપ્રિન્ટેન્ડંટને અજબ કરવા માંડયો.

"હેં!"

"હા. અને હવે તે મારી પરણેતર સ્ત્રી છે."

"બાનુ! આ ખરી વાત છે?" સુપ્રિન્ટેન્ડટે રાધાને પૂછયું.

"હા." રાધા હસીને બોલી.

"મી. રોબર્ટસન! ગઈ કાલે એને અમારા મઝહબમાં લેવામાં આવી છે અને ત્યાર પછી અમારી શાદી થઈ ચૂકી છે!"

"કોન્ગ્રેચ્યુલેશન્સ! મી. મહમ્મદ!" રોબર્ટસન મહમ્મદ સાથે શેકહેંડ કરતો બોલ્યો: "પણુ આ કેસમાં જબરો ઘોટાળો થયો છે. અમે મધુપુર સ્ટેટના માણસોને ગુનેહગાર ધારીને તપાસ કરતા હતા."

"હવે મહેરબાની કરી તમારી તપાસ બંધ કરજો."

"વારૂ. જેવી તમારી મરજી. પણુ મી. મહમ્મદ! તમે કહો છો તેમ જો આ સુંદરી તમારી સાથે રાજીખુશીથી આવી હોય તો તેની મોટરના શોફરને ઈજા શી રીતે થઈ? મીસ લીલીઅન બેભાન શા માટે થઈ ગઈ હતી?" સુપ્રિન્ટેન્ડટે મુદ્દો કાઢયો.

"રાધા મારી સાથે આવવાને તૈયાર હતી. પણુ એ વાતની તેના શોફર કે લીલીઅનને ખબર ન્હોતી. આથી હું રાધાને લેવા તેની મોટરમાં ગયો ત્યારે લીલીઅન સ્વાભાવિક ડરથી બેભાન થઈ ગઈ ને શોફરે જરા ચુંચાં કરવાથી તેને માર ખાવો પડયો." મહમ્મદે તરત ખુલાસો કર્યો.

"ત્યારે અહિં આ નાટક ખતમ થાય છે."

"હા"

"ઑલરાઇટ મી. મહમ્મદ! મને આ કેસ છોડી દેવામાં વાંધો નથી. પણુ તમે સંભાળજો!"

"કેમ ?"

"મધુપુર સ્ટેટના માણસો તમને જંપવા દેશે નહિ."

"રાધા હવે મારી પરણેતર છે."

"તોપણ એ લોકો તમને સતાવશે."

"જોઇ લેવાશે." રાધાનો બહાદૂર પ્રિયતમ બોલ્યો અને તેણે સુપ્રિન્ટેન્ડંટની રજા લીધી.

રઘુનાથ અને ગંગાડોશીના ગુસ્સાનો પાર રહ્યો ન્હોતો. રઘુનાથે ડોશીને રજા આપી દીધી અને પોતે રાધા અને મહમ્મદની તપાસ કરવાને એક જગ્યાએ છૂપાઇ ગયો. રાધા પોતાના ખાવિંદ સાથે હસતી હસતી મોટરમાં બેઠી. મોટર ઉપડી ને રઘુનાથ ટેક્ષીમાં તેમની પાછળ પડ્યો.

એજ દિને સાંજના વર્તમાન પત્રમાં નીચેની બીના પ્રગટ થઇઃ-

"મધુપુરના રણવાસમાં જવાને સરજાયલી સ્વર્ગની પરી સમી ખુબસુરત નાઝનીન રાધા જેનું શનિવારે રાતે હરણ થવાથી મુંબઇમાં હોહાકાર થઇ ગયો હતો તે અચાનક મળી આવી છે ને આ ભેદી બનાવ કામ દેવની લીલાને આભારી હતો એમ માલૂમ પડયું છે. રાધા મહમ્મદ નામના એક શ્રીમંત મુસ્લીમ યુવાનપર મોહી પડી હતી ને તે શનિવારની રાતે પોતાની રાજીખુશીથી પોતાના આશક સાથે નાસી ગઇ હતી. તેણે મુસ્લીમ ધર્મ સ્વીકારી મી૦ મહમ્મદ સાથે શાદી કરી છે અને આ નવા પરાક્રમી યુગલને અમે વિજય ઇચ્છીએ છીએ."

આ રીતે રાધાના હરણનો કીસ્સો ખતમ થયો પણ તેથી મધુપુર સ્ટેટનો માલીક ચૂપચૂપ બેસી રહેશે?

# પ્રકરણ ૨૭ મું.

## મુંબઈમાં.

કાન ફાડી નાખે એવી કારમી ચીસ પાડતી ટ્રેન ચાલી જતી હતી. એક ડબ્બામાં બેઠો બેઠો અનિરૂધ્ધ, અસંખ્ય વિચારોના વમળમાં ગુંચવાઇ ગયો હતો. તે નિરાધાર હતો પણ તેને આવતી કાલની પરવા ન્હોતી. તેને મધુપુરના નીચ માલીક પર ભયંકર તીરસ્કાર ઉપજ્યો હતો. તેની વ્હાલી પત્ની તેની નજર સામે યમશરણ થઇ હતી અને તેને મદનસિંહના જાલિમ સીપાઇઓના ડરથી લીલાને અગ્નિ સંસ્કાર કર્યા વિના નાસવાની ફરજ પડી હતી. તેનો પૂન્ય ગુરૂ સ્વામી આનંદ મદનસિંહના દુષ્ટ માણસોના પંજામાં સપડાયો હતો અને અનિરૂધ્ધ જેમ તેમ ચોરી છૂપીથી મુંબઇ જવાને નાસી આવ્યો હતો.

વાંચનાર, જીવન એટલે બેવાર ખાવું. પાડાની પેઠે જીવવું અને ડુક્કરની પેઠે વસ્તી વધારવી એવી માન્યતાવાળા "સનાતન સમાજ"ને અનિરૂધ્ધની, માનસિક વ્યથાની કલ્પના પણ આવવાની નથી. માથાપર ધીખતા અંગારાની સઘડી મૂકી હોય એમ તેને લાગતું હતું, અંતરમાં એવી બળતરા થતી હતી કે તે સહન કરવા કરતાં મૃત્યુ પણ સારૂં લાગે !

"ઉત્તરા ને અભિમન્યુ, ઉષા ને અનિરૂધ્ધ સમાં યુગલો બાંધનાર સમાજની આ કઇ જાતની અધોગતિ?" તે વિચાર કરવા લાગ્યો: "કાલિંદી તટે મધુર બંસરીના નાદથી ઘેલી થઇ કુંજે કુંજે ભટકતી ગોપીઓ આજે ક્યાં છે? સ્નેહની તે મસ્તી ક્યાં છે? અને તેથીય વધુ રાધા ને કૃષ્ણની અમર બેલડી ક્યાં છે? જે સમાજ રાધાકૃષ્ણના

ગીત ગાય, તેમને પૂજે, તેમને પ્રભુના અવતાર માને તે સમાજ આવાં ઘોર અનાચાર કરે ત્યારે એમજ કહી શકાય કે એ સમાજ ફના થઇ જવી જોઇએ......અને હવે ફના થવામાં બાકી પણ શું છે? ૭ ફીટ ઉંચા, કદાવર બાંધાના, નિરોગી, સશક્ત અને શૂરવીર મરદોની જગ્યા આજે માયકાંકલા જેવા બાયલાઓએ લીધી છે; દ્રૌપદી ને ઉત્તરાસમી વીરાંગનાઓની પુત્રીઓ ગુલામગીરીમાં ખદબદી રહી છે—એથી વધુ ભયંકર પ્રલયના ચિન્હો બીજાં શા હોઈ શકે? ઓ પ્રભુ! શું ભારત જગ-તમાં એક કલંકિત દેશ તરિકે જીવવાને સરજાયું છે? શું હિંદુ જાતિ પોતાના સેતાની રિવાજની આગમાં બળીને ખાખ થઇ જવા નીર્માઇ છે? ક્યાં રામ ને ધર્મ જેવા પ્રજાવત્સલ રાજાઓ ને ક્યાં પ્રજાનું લોહી પીનાર મદનસિંહ? જે દેશની પ્રજા ઘાતકી રિવાજોથી થતી ખાનાખરાબીને "નસિબની બલીહારી" માને અને જ્યાંના રાજાઓ ખેડુતોના ખરા પસીનાની મહેનતમાંથી પેદા થતી લક્ષ્મી વેસ્યાઓ અને શરાબ પાછળ ઉડાવે, અરે! એટલુંજ નહિ પણ પ્રજાને બે ટંક પૂરૂં ખાવાનું પણ ન રહેવા દે એ દેશ આ દુનિયાના પટપર જીવીજ કેમ શકે છે તે ભારી અજાયબી છે.

તે અટક્યો. ડબ્બામાં દૂર એક બાલિકા ઘુંઘટથી મ્હોં ઢાંકી બેઠી હતી તેના પર તેની નજર પડી. તેની નજીકમાં એક ત્રીસેક વર્ષનો જુવાન બેઠો હતો અને સામે એક વૃદ્ધ બાઇ બેઠી હતી.

"જોની દીકરા! હવે વહુ આવી છે એટલે હું ગંગા નાહી. હવે તારા દીકરા રમાડવાનો લ્હાવો મળે તો શ્રીનાથજીની કીરપા—"

તેનો દીકરો કંઇ બોલ્યો નહિ—ફક્ત હસ્યો. નાની વહુ પણ ઘુંઘટમાં હસી અને ચાલાકીથી તેણે પતિ તરફ એક તીરછી નજર

ફેંકી. તેના પતિને લાગ્યું કે સ્વર્ગ નીચે ઉતરે છે. પણ અનિરૂધ્ધને લાગ્યું કે નર્ક છેક નજીક આવ્યું છે. પેલી બાલાની વય ભાગ્યે તેર વર્ષની હશે! અનિરૂધ્ધ તેમની વાતચીતપરથી સમજી શક્યો કે તેને "ઘર માંડવા" લઇ જવામાં આવે છે અને દીકરાના દીકરા જોવાનો લ્હાવો લેવા માંગતી માની વાતપરથી તે એ પણ સમજી શક્યો કે આવતે વર્ષે તે શ્રીનાથજીની કૃપાથી "દીકરાનો ચેલકો" રમાડી શકશે! તેર ચૌદ વર્ષની બાલાપર માતૃપદ લાવનારાઓને "શ્રીનાથજીબાવા" સ્વર્ગમાં લઇ જતાં હોય તો એ "શ્રીનાથજીબાવા" પણ શયતાનના સાથી હોવા જોઇએ.

મધુપુરનું ભયંકર ભવિષ્ય અનિરૂધ્ધ નજર સામે જોઈ રહ્યો હતો. તેમાં આ કાચી વયે સંસારની ચક્કીમાં પીસાવા જતી બાલીકા જોઇ તે કમ્પી ઉઠ્યો. હિંદુ સમાજનાં આ ભયાનક પાપોની સજા તરીકે તેને ગોરાઓની ગુલામગીરીમાં પીસાવું પડે તેમાં પ્રભુનો શો અન્યાય છે?

અંતે ગ્રાંટરોડપર ગાડી ઉભી રહી અને ચિતભ્રમ જેવો અનિરૂધ્ધ પ્લેટફોર્મપર ઉતર્યો. તેની સાથે ઝાઝો સામાન ન્હોતો એટલે એક હેલકરીને માથે ટ્રંક નાખી તે પોતાના એક મિત્રને ત્યાં ગયો.

નવનીતલાલ તેનો સાચો મિત્ર હતો. અનિરૂધ્ધને માટે તેને માન હતું. અનિરૂધ્ધ પણ નવનીતને સગા ભાઇ જેવો ગણતો હતો. અનિરૂધ્ધ મુંબઇમાં કોલેજમાં ભણતો હતો ત્યારે બન્ને મિત્રો થયા હતા અને એ મૈત્રી હજુ ટકી રહી હતી. અનિરૂધ્ધે પોતાની વિતક વાત કહી સંભળાવી. નવનીતને બહુ દુઃખ થયું.

"તું ગભરા ના. હમણા મારે ત્યાં રહેજે—તારા જેવાને નોકરી મેળવતા થી મુશ્કેલી પડવાની હતી?" નવનીતે ધીરજ આપી.

બીજેજ દીવસે નવનીતે એક દૈનિક પત્રમાં જાહેર ખબર જોઇ.

જોઇએ છે: અંગ્રેજી પરથી ગુજરાતીમાં ઝડપથી તરજુમો કરી શકે એવો એક રિપોર્ટર–જર્નાલિઝમના અનુભવીને વધુ પસંદગી–પગાર લાયકાત પ્રમાણે–મળો: અધિપતિ, "પ્રજાકલ્યાણ" કોટ મુંબઇ.

"લે ! તારૂં નસીબ તેજ કરે છે હો ! હું આવ્યો કે બીજેજ દિને નોકરી–ને તે પણ ક્યાં ? તારી માનીતી લાઇનમાં !"

"ક્યાં ?" અનિરૂધ્ધે પૂછ્યું.

"પ્રજાકલ્યાણ"ની ઓફિસમાં ! અભિનંદન ! દોસ્ત ! અભિનંદન ! નોકરીની નોકરી ને સેવાની સેવા. જા–ધરમના કામમાં ઢીલ કામની નહિ–હમણાંજ મળી આવ–"

આ વિચાર અનિરૂધ્ધને રૂચ્યો અને તે "પ્રજાકલ્યાણ" ની ઓફીસમાં જવા નીકળ્યો.

# પ્રકરણ ૨૮ મું.

## અકસ્માત.

અનિરૂધ્ધ "પ્રજાકલ્યાણ" નો રીપોર્ટર થયા પછી એક મહિનો વહી ગયો. નવનીતલાલને ત્યાં પડી રહેવાનું હવે તેને ઠીક લાગ્યુ નહિ તેથી પહેલો પગાર મળતાંજ ઓરડીની શોધમાં પડયો.

યુદ્ધ દરમિયાન શ્રીમંતોએ ગરીબોને ચુસવામાં બાકી રાખી નથી. એ કારમા કાળમાં ગરીબો કેમ જીવી શકયા તે એક ગુપ્ત રહસ્ય છે. કાપડ બજાર અને શેરબજારે લોકોને લુંટાયા તેટલા લુંટયા અને ત્યાં સટ્ટો ખેલી બેસી ન રહેતાં લોહી તરસ્યા શ્રીમંતોએ ઘરોના સટ્ટા ખેલી સો સો ટકા ભાડા વધારી દીધા. હજારો માણસો ઘર વિનાના થયા—હજારો પોતાને વતન ચાલી ગયા—અને અંતે ગોરી ચામડી પર ધાડ આવી. યુરોપીયન ભાડુતોના દેશી ઘરવાળાઓએ ઘરના ભાડા વધાર્યા એટલે લોર્ડ વીલીંગડનની સરકારના દીલમાં ગરીબો પ્રત્યેની લાગણી ઉછળી આવી અને ઘરભાડાનો કાયદો હસ્તીમાં આવ્યો. હવે ભાડુતોનું રાજ્ય થયું. કેટલાકો પેટાભાડુતોપર જીવવા લાગ્યા. કેટલાકોએ "પાઘડી" નો ધંધો ધીકતો કર્યો. ટુંકામાં જેના હાથમાં સતા આવી તેણે તેનો ઉપયોગ રાક્ષસી રીતેજ કરવા માંડયો. અનિરૂધ્ધને ઓરડી શોધતાં ભારી મુશ્કેલી નડી. તે કંટાળ્યો અને મહામહેનતે આર્થર રોડપર તેણે એક ઓરડી રૂ. ૨૦ ના માસિક ભાડે રાખી લીધી.

વર્તમાનપત્રની ઓફીસમાં, ફકત એકજ મહિનામાં તેણે દુનિયાના ઘણા નાટકો જોયા. પ્રજાકીય સંસ્થાના પૈસા કેમ ખવાઇ જાય છે, વર્તમાનપત્રો અને તેમના સાથીઓ પ્રજાને કેવી રીતે નચાવે છે—તે;

તેણે નજરે જોયું. લોકોને સરકારી શિક્ષણનો બહિષ્કાર કરવાનું કહેનાર પત્રકારે પોતાના દીકરા દીકરીને સરકારી શાળામાંથી ઉઠાડી લેવાની દરકાર કરી ન્હોતી. લોકોને આત્મભોગ આપવાનો ઉપદેશ આપનારે તિલક સ્વરાજ ફંડમાં એક પાઈ પણ ભરી ન્હોતી. ઉલટું "મહાસભા" ની જાહેર ખબરના પૈસા પણ રાજેશ્રી પૂરેપૂરા લેતા. "પ્રજાકલ્યાણ" પર પ્રજા ફીદાફીદા રહેતી કેમકે મી૦ મંકોડીને "મહાત્મા" નું "મહાભારત" ગાતાં બહુ સારી રીતે આવડતું. ઓફીસમાં બેઠા બેઠા ગાંધીજીની પ્રત્યેક યોજનાની ઠેકડી કરનાર "પ્રજાકલ્યાણ" ના અધીપતી જ્યારે હાથમાં કલમ પકડી અગ્ર લેખ લખવા બેસતા ત્યારે "સાબરમતિને કાંઠેથી આવતા પયગંબરના સંદેશ જો પ્રજા ઝીલશે નહિ તો હિંદ રસાતળમાં ચાલ્યું જશે" એવી ચેતવણી પ્રજાને નિરંતર આપ્યા કરતા.

અનિરૂધ્ધ તો આ બધું જોઇને અકળાઇ ગયો. આ શું ! આ દમ્ભ શો ? આ નીચતા શી ? આ સ્વાર્થ શો ? અને એ બધું સેવાને નામે ! આ બધું પ્રજાપરના ઉપકારને નામે ? જાહેર સંસ્થાઓના મંત્રીઓ પણ મી૦ મંકોડીથી ઉંચી જાતના ન્હોતા. તેઓ "ઓનરરી સેક્રેટરી" ગણાવા છતાં પગાર લેતા અને બીજી રીતે પ્રજાના પૈસા ખાઇ જતા તે જૂદા ! જાહેર સંસ્થા તરફથી છપાતાં પત્રિકા, હિસાબ વિગેરે છપાવવામાં છાપખાનામાં તેમના કમીશન હોયજ. જાહેર સભા ભરાય તેમાં પાંચ દશ ખુરશીઓ સભાજનોએ ભાંગી નાખી—એમ લખીને રૂ. ૫૦ ગજવામાં મૂકાયજ ! વગર કામે થર્ડ ક્લાસમાં કોઇ ગામ જઇ આવવું અને સેકન્ડ ક્લાસનું ભાડું તથા પહેલા વર્ગના હોટલનું બીલ ચાર્જ કરવું—તે આ સાહેબોનીજ કલા કહેવાય ! તેઓ વીબે ારલેને વીરનું પારણું ગણાવી શકે—સાંટાકુઝને સંતકુંજ બનાવી શકે અને બહુ અલ્પ સમયમાં મી. મંકોડી જેવા

પત્રકારની સહાયથી નવચેતન પ્રચારનાર મહાન દેશભકત પણ થઇ શકે! આવા માણસ થવા માટે વાચાળ જીભ, ભાષાપર ઠીકઠીક કાબુ, મોગરાના મંડપ નીચે ઉભતી ગુજરાતણની કાજળ ઘેરી આંખોની છબી દોરવાની આવડત, સંતકુંજમાં "સતનીયાના નાદ" ઝીલવાની તત્પરતા અને કોઈ કાળગંગાને કિનારે જે સ્વરાજ્ય આવવાનું છે તે આવતી કાલેજ આવશે એવી ખોટી મોહજાલમાં પ્રજાને ભમાવવાની કલા—અને ખાદીના પોષાકનીજ જરૂર છે! કોઇ પણ જાહેર સભામાં જઇને જોશો તો આવા દામ્ભિકો તમારી નજરે પડયા વિના નહિ રહે.

અનિરૂધ્ધ આ બધું જોઇને ખૂબ મૂઝાયો. એક બે સાચા દેશભકતોને તેણે આ સંબંધી વાત પણ કરી પણ તેમણે તે તરફ આંખ મિંચામણાજ કર્યા. સભામાં ખાદી પહેરી આવનારાઓ અને ખાદી સિવાય અન્ય કપડાને સ્પર્શ કરવામાં પાપ છે એવી બાંગ મારનારાઓ બહાર કેવા ભભકાદાર પોષાકમાં રખડે છે—તેમના ઘરમાં વિલાયતી વસ્ત્રો ઢગલાબંધ પડેલા હોય છે—તે પણ અનિરૂધ્ધ જોઇ શકયો. મહાત્મા ગાંધીજીની નકલ કરવા મામતા એક "ખાદીધારી તપસ્વી"ને તેણે દારૂની બાટલી મ્હોડે માંડતોય જોયો અને સુંદરી સંઘના ઉધ્ધાર માટે જીવ પરકી નાખતા એક "કહેવાતા" સ્વાર્થ ત્યાગી "સમાજ સેવક"ને મંધાતા યૌવનની ગુલામગીરી કરતો પણ તેણે નીહાળ્યો.

૧૦ ફીટ પહોળી અને ૧૨ ફીટ લાંબી ઓરડીમાં એક ચટાઇ ઉપર પડયો પડયો તે વિચાર કરવા લાગ્યો:

"શું સાચેજ આ ભારતવર્ષ એક વાર મહાન્ હશે? રામ અને કૃષ્ણ—સીતા ને સાવિત્રી—કુંતી ને પદ્મીની—આ દેશમાં જનમ્યાં હશે?

આજે તો આ દેશનું સ્વરૂપજ બદલાઇ ગયું છે. અહિં સેવા નથી—દમ્ભ છે. સુધારો નથી—નાટક છે. સૌન્દર્ય નથી પણ કેટલેક સ્થળે ટાપટીપ છે અને બીજી જગ્યાએ સૌન્દર્યનું ખૂન થાય છે ? નીર્દોષ કુસુમકલિઓ લગ્નમાં વેદીપર હોમાઇ જાય—સળગી જાય—પતિ ગૃહે જીવનમાં અનેરી મસ્તી ભરવાને બદલે નાદાન વયમાં માતા બની દેશની લાચારી વધારે—પોતાની શકિત ગુમાવે-અને સૌન્દર્યની તો હોળીજ થઇ જાય! પ્રજાસેવકો મોટા ગણાવાને-મહાત્માના ચેલા મનાવાને અને પોતાનો સ્વાર્થ સાધવાને પ્રજાને દંભથી છેતરે અને પ્રજા બધું નજરે જોવા છતાં છેતરાય ! આવા અંધ શ્રધ્ધાળુ દેશની પ્રજાનો ખરો ઉધ્ધાર કોણ જાણે કયારે થશે ! મધુપુરના જુલ્મો, રેલ્વે ટ્રેનમાં તેણે જોયલી પેલી ઘર માંડવા જતી નાદાન વહુ, પ્રજાકલ્યાણના પેટભરૂ અધીપતી અને જાહેર જીવનની પોલંપોલ વિગેરે અનિરૂધ્ધના મગજમાં અગ્નિની જવાળા પ્રગટાવવાને પૂરતા હતાં.

"હું શુ કરૂં ? આ દંભનો—આ શયતાનીયતનો—આ જુલ્મનો નાશ કરવા માટે મારે શું કરવું ?" તેણે હ્રદયને પૂછયું પણ કંઇ જવાબ મળ્યો નહિ. મંત્રવત તેણે ડગલો પહેર્યો. તેની અશાંતીનો પાર રહ્યો ન્હોતો. મગજ પર અગ્નિ ધીકતો હતો. ઓરડીને તાળુ મારી તે બ્હાર નીકળ્યો. ટ્રામમાં બેસી સેંડહર્સ્ટરોડ પર આવ્યો અને ત્યાં ઉતરી પડી ચોપાટી તરફ ચાલવા લાગ્યો. હજારો વિચાર તેના મગજમાં ઘોળાતા હતા. આવા દાંભિક વાતાવરણમાં ચુપચુપ જીવવું તેના કરતાં તો મોત સારૂં— એમ તેને લાગતું હતું. આસપાસ શું થાય છે તે જોવાની તેને પરવા ન્હોતી. ગાડી ઘોડાની ભારી ધમાલ હતી પણ તે તો પોતાનીજ ધુનમાં ચાલ્યો જતો હતો. સેંડહર્સ્ટ રોડના પુલપરથી તે પસાર થઇ ગયો. બે ચાર ડગલાં આગળ

વધ્યો એતામાં એક મોટર અને એક વિકટોરીયાની વચ્ચે તે આવી ગયો અને મોટરનો ધક્કો લાગવાથી જમીનપર પટકાયો.

"ઉભી રાખ-મોટર ઉભી રાખ." મોટરમાંથી એક મુગ્ધાએ શોફરને હુકમ કર્યો. મોટર તરતજ ઉભી રહી અને મુગ્ધાએ શોફરની મદદથી અનિરૂધ્ધને મોટરમાં લઇ લીધો.

વાંચનાર, આ મુગ્ધા કોણ ?

# પ્રકરણ ૨૭ મું.

## "પ્રજાકલ્યાણ"ની ઓફિસ.

અનિરૂદ્ધ "પ્રજાકલ્યાણ" પત્રની ઓફીસમાં જવા નીકળ્યો. વર્તમાનપત્રો માટે તેને અત્યંત માન હતું. વર્તમાનપત્રો પ્રજાને જાગ્રત કરે છે, પ્રજામાં નવચેતન રેડે છે. આધુનિક યુગમાં પ્રાચીનકાલના સન્યાસીઓની પેઠે વર્તમાનપત્રો પ્રજાને તેના કર્તવ્યોનું ભાન કરાવે છે, અને વીસમીસદીમાં પ્રજાસેવા કરવાનું શ્રેષ્ઠતમ સાધન વર્તમાનપત્રજ છે. એવી તેની માન્યતા હતી. વિદ્યાર્થિજીવનમાં વર્તમાનપત્રોના લેખો વાંચીને આ માન્યતા બંધાઇ હતી, અને તેથી પત્રકાર થઇ, પ્રજાસેવા બજાવવાની તેને હોંસ હતી. લેંકેશાયરના ઉદ્યોગને માટે હિંદના કાપડના ઉદ્યોગને કચડી નાખનાર સરકાર પર તેને ભારે ગુસ્સો ઉપજતો હતો. હિંદમાં દર બબ્બે ત્રણ ત્રણ વર્ષે પડતા દુકાળોમાં યમશરણ થતા લાખો દુકાળીઆઓને જોઇ તેની છાતી કળકળી રહી હતી. ગોરા સનદી અમલદારોના ભયંકર પગારો તેની આંખમાં ખૂંચતા હતા. કાળાગોરાના ભેદની રાક્ષસી દિવાલને તે તોડી નાખવા માગતો હતો હિંદી પીનલ કોડની "રાજદ્રોહ" ની ભયંકર વ્યાખ્યાથી તેનું મગજ તપી જતું હતું. દર વર્ષે સરહદના રક્ષણને બહાને ૫૦ થી ૫૫ કરોડની લશ્કરી ખર્ચ પાછળ હોળી કરતી સરકારને તે ઠેકાણે લાવવા ચાહતો હતો, મધુપુરના દેશી રાજ્યના જૂલમ સામે બાથો બાથ લડીને લાચારીથી બ્રિટિશ હદમાં આવનાર ને પોતાને મન ગમતું નવું અને વિશાળ ક્ષેત્ર મળ્યું. દેશી રાજ્ય અને બ્રિટિશ રાજ્ય વચ્ચે આસમાન જમીનનું અંતર છે તે એ સમજતો હતો બ્રિટિશ હિંદમાં કાયદાસર ચળવળ તે માટે સ્થાન છે એવી તેની માન્યતા હતી વર્તમાનપત્ર દ્વારા તે અધિકારીઓના

અન્યાયો સામે તે ઝઝુમી શકશે, પ્રજાને સરકારના પ્રત્યેક અન્યાયથી વાકેફ રાખી શકશે-એવા વિચારથી મલકાતો તે ઓફિસમાં પહોંચ્યો.

દરવાજા પાસે એક સ્ટુલ નાખી હાથમાં જાડી ડાંગ લઇ, પોતાની શારિરિક શકિતનું ભાન કરાવતો ભૈયો દાઢી પસરાવતો બેઠો હતો, કમ્પાઉંડમાં બોસરો, આમ તેમ આંટાં મારતા હતા ભોંયતળીએ ગોઠવેલા યંત્રો ભયંકર અવાજથી કાન ફાડી નાખતા. 'હોંસમાં ને હોંસમાં દાદર ચઢયો, બીજે માળે અધિપતિની ઓફીસ હતી, અધિપતિ માટે એક ખાસ રૂમ બનાવવામાં આવ્યો હતો, અને તેના "હાફડોર" પર "Editor", શબ્દ ધોળા અક્ષરે ચીતરેલો હતો.

"પ્રજાકલ્યાણ" પત્રના માલીક મી૦ ગુસ્તાદજી ગાંધી એક વાર નવસારીમાં બક્કાલનો ધંધો કરતા અને જીરામીઠાના પડીકા વાળીને પોતાનુ ગુજરાન ચલાવતા, બાપદાદાની પુંજી સારી હોવાથી એક મિત્રની સલાહથી મુંબઇ આવીને તેમણે વર્તમાનપત્ર શરૂ કર્યું હતું. આ પત્રનાં મુખપૃષ્ઠ પર ભમરડા જેવા અક્ષરે દરરોજ પ્રજાના કાન પર ટકોરા મારવામાં આવતા કે "આખા પશ્ચિમ હિંદમાં (મુંબઇ ઇલાકો લખતાં તેમને પોતાના પત્રની અગત્યતા ઓછી થતી જણાતી) સૌથી બહોળો ફેલાવો પામેલું અને પ્રજાના કલ્યાણ માટે સાર્વજનિક પ્રશ્નોની હિમ્મતથી તથા છુટથી ચર્ચા કરતું" પત્ર તેમનુંજ છે. સાર્વજનિક હોવાનો દાવો કરવા છતાં આ પત્રકાર મહાશયના પત્રમાં પારસી કોમને લગતી એટલી બધી ખબરો આવતી કે ગમે તેવા નિષ્પક્ષપાત ટીકાકારને પણ તેને સાર્વજનિક વિશેષણ લાગુ પાડતા વિચાર કરવો પડતો; છતાં મી૦ ગુસ્તાદજી ગાંધી છાતી ઠોકીને કહેતા કે તેમનું પત્ર સાર્વજનિકજ છે.

હળદરના ગાંઠીઆ સાથે રમત કરવાને ટેવાઇ ગયલો તેમનો હાથ

કોઇપણ પ્રશ્ન ચચવાની હિમ્મત કરી શકતો નહિ. હવે બીડીનો કામળ લખતાં તેમના નેત્રના પાણી મોભે ચઢતા. બપોરે બાર કે બે વાગે ઓફીસમાં આવી, જાહેર ખબરની સંખ્યા જોઇ, ખજાનચીની શીલ્લક તપાસી રાજેશ્રી ચાર વાગે મોટરમાં બેસી "મીસીસ" સાથે ફરવા ચાલ્યા જતા, આવી પરિસ્થિતિને લીધે તેમણે એક "ચંચળ ઝેણુ" ના એક "પારસી જવાન" ને "બાહોશ કલમકશ" માનીને "મદદનીશ અધિપતિ" તરિકે રાખી લીધા હતા. અધિપતિનું કામ આજ ગૃહસ્થ—મી૦ મંચેરશા મંકોડીજ કરતા.

મી૦ મંકોડીની "રાજનીતિ" પ્રજાને યોગ્ય રસ્તે દોરવાની કે સરકાર સામે પધ્ધતિસર ચળવળ ચલાવવાની નહિ; પણ પોતાના ગ્રાહકો વધારવાનીજ હતી. તેઓશ્રી પોતાના શેઠની પેઠે પત્રને સાર્વજનિક ગણાવવાને આબઅવની એક કરી નાખતાં છતાં પારસીઓમાં થતાં જન્મમરણ તથા લગ્નની ટીપ વિના તેમનો એક અંક પણ ખાલી જતો નહિ. સરકારની સામે ઝઝૂમવાનો દાવો કરવા છતાં એક સાધારણ ગોરો અમલદાર કોઇ પારસી સાથે શેકહેંડ કરે તો તે વાત "નવા સમાચાર" માં "એક પારસીને મોટું માન" એવા મથાળા નીચે આવ્યા વિના રહેતી નહિ. કોઇ હિંદુ અમેરીકન યા અંગ્રેજ યુવતી પરણી લાવે તો "સુધારામાં આગળ વધતી હિંદુ કોમને મુબારકબાદી આપવા" માટે તેમની કલમ તૈયાર થઇ જતી; પણ કોઇ પારસી બાળિકાના હિંદુ યા મુસ્લીમ સાથે લગ્ન થતાં રોજ નવ નવ કોલમની "લીડરો" લખીને પારસીઓને "જુદ્દીન બદી" થી બચાવી લેવા માટે અધિપતિ મહાશય લાલપીળા થઇ જતા. અસહકાર શરૂ થયા પછી દારૂની બદી સામે તેમણે સરકારને ગાળો દેવામાં જરા પણ પાછી પાની કરી ન્હોતી પણ દારૂની ચોકેચોક જાહેર ખબરો છાપી એ "કલંકીત પૈસા" હજમ કરતાં તેમને જરા

પણ શરમ આવી ન્હોતી. સરકાર સામે ચાલુ લેખો લખીને પ્રજાની નાડ તેઓશ્રી હાથમાં રાખતા પણ સરકારી અમલદારની નજીવી ધમકી આપતાં બીજેજ દિવસે "રાજ્ય તરફ સંપૂર્ણ વફાદારી" ની બંસરી બજાવવા માંડતા.

અનિરૂધ્ધ પ્રથમ મેનેજરને મળ્યો મેનેજરે એક સીપાઇ સાથે તેને અધિપતિના ઓરડામાં મોકલ્યો. અનિરૂધ્ધે સલામ કરી.

"કેમ બાવા ?–" મી૦ મંકોડીએ પહેલી ગોળી છોડી.

"સાહેબ ! આપને રિપોર્ટર જોઇએ છે ને !–"

"હા–હા–બેસો !...જોવ બાવા ! અમારે તો ચંચળ ઝેહનના, ચાલાક અને હોશિયાર માણસો જોઇએ છે–" મી૦ મંકોડીએ કઇ જાતના ઉમેદવારનો સ્વીકાર થઈ શકશે તેની વ્યાખ્યા કહી સંભળાવી.

"સાહેબ ! હું આપને સંતોષ આપવાનો દરેક પ્રયત્ન કરીશ."

"Good ! Said like a wise man. Well–પણ પગાર શું લેશો ?–"

"સો રૂપીઆ !–"

"સો રૂપીઆ ! જોવ બાવા ! હજુ તમે નાદાન છેવ–જર્નાલીઝમનો તમને અનુભવ નથી. વળી તમે એમ. એ. પણ નથી......

"પણ સાહેબ ! હવે ડીગ્રીઓ તરફ તો આપણે ધિક્કાર બતાવીએ છીએ–"

"નોનસન્સ ! એ તો "પોલીટીકલ ગેમ" છે, સમજ્યા મારા સાહેબ તમે એમાં નહિ સમજો. તમે સારી પેઠે કામ કરશો તો હું તમને પન્નોજ સારો ચાન્સ આપીશ પણ સ્ટાર્ટ ૬૦ રૂપીઆનો મળશે. સમજ્યા !–"

થોડીક રીકઝીક પછી મી૦ મંકોડીએ ઉદારતાથી રૂ. ૧૦ વધુ આપવાનું જણાવ્યું અને રૂ. ૭૦ ના પગારે અનિરૂધ્ધ રીપોર્ટર બન્યો.

# પ્રકરણ ૨૯ મું.

## રાધાને ત્યાં.

મોટરમાં અનિરૂધ્ધને ઉંચકી લેનાર મુગ્ધાનું વય આશરે પંદરેક વર્ષનું હતું. તેના વદન પર યુવાનીની કુંપળો ફુટી હતી—અંગ પ્રત્યંગમાં આવતી જુવાનીનાં મોહક ચિન્હો જણાતા હતાં; આંખો શ્યામ–કાજળ સમી કાળી–વિશાલ, સ્નેહાળ અને કંઇક અજબ ભાવભરી હતી. યુવાનીને આંગણે જતી બાલાની નિર્દોષ છાતી ઢાંકવાને જાણે નારાજ હોયની તેમ તેની ચોળી ઉંચી નીચી થતી હતી. હાથમાં બબ્બે મોતીની બંગડીઓ, સુંદર રેશમી ગુલાબી સાડી, નાકમાં હીરાની જડ, અને કાનમાં એરીંગ શોભી રહ્યાં હતાં અને તેથી મુગ્ધાની નૈસર્ગિક સુન્દરતા વધી જતી હતી.

તેનો દેખાવ, તેનાં આભુષણ આદિ જોતાંજ તે શ્રીમંત હોય એમ જણાઇ જતું હતું પણ શ્રીમંતોમાં બચપણથીજ આવતી ઉધ્ધતાઇ ને અભિમાન સાથે આ મુગ્ધાએ દોસ્તી રાખી ન્હોતી. અનિરૂધ્ધ પછડાયો તે પળેજ તેની છાતીમાં ધાસકો પડયો. ચૌદ પંદર વર્ષની વયે સ્વાભાવિક રીતે માનવ હૃદયો કુમળાં હોય છે પણ શ્રીમંતાઇનો નીશો એ કોમળતાને પણ બેપખંડી બનાવે છે. ઘણા અભિમાની શ્રીમતો પોતાની મોટર નીચે ચગદાઇ જનાર "કંગાળ ભીખારી"ની સારવાર કરવાને બદલે ઉલટા બેચાર ગાળ ચોપડી પૂર વેગે મોટર દોડાવી જાય છે. એમાં તેમને ખાનદાની અને સત્તા દેખાય છે, પણ આ બાલા પર દેવોની મહેર હતી. પીળી ધાતુના દર્શનથી તેને દારૂના નીશા જેવી કેફ ચઢી ન્હોતી. તેના શોફરનો વાંક ન્હોતો–વાંક વીકટોરીઆવાળાનો અને થોડોક વાંક પોતાનાજ તાનમાં મસ્ત બની રસ્તે ચાલનાર અનિરૂધ્ધનો હતો;

છતાં મુગ્ધાના દીલધાટ પરથી, અનિરૂધ્ધ જમીન પર પડી જતાં દયાનો ઝરો વહેવા લાગ્યો.

અનિરૂધ્ધ બેભાન થઇ મોટરમાં પડી રહ્યો. તેને માથામાં જખમ થયો હતો અને તેમાંથી લોહી વહી જતું હતુ. પોતાના રૂમાલ વડે એ લોહી લૂંછી નાખી મુગ્ધાએ પાટો બાંધી દીધો અને અનિરૂધ્ધના તેજસ્વી વદન તરફ દયાભર્યે મ્હોડે જોઇ રહી.

પાંચ સાત મીનીટમાં એક ભવ્ય મહેલના કમ્પાઉંડમાં ગાડી દાખલ થઇ. મકાનની આસપાસ સુંદર બગીચો હતો. ભાતભાતના પુષ્પો છોડો પર લચી રહ્યાં હતાં. રંગબેરંગી વનસ્પતિ કલાકારની આંખ ઠારતી હતી વરંડાની પાસે જઇ મોટર ઉભી રહેતાં મુગ્ધા ઉતરી પડી. એક નોકરને બોલાવી અનિરૂધ્ધને ઘરમાં લેવરાવ્યો અને અનિરૂધ્ધ—આર્થર રોડ પરની નાની—અંધારી ઓરડીમાં રહેતો ગરીબ અનિરૂધ્ધ—એક સુસજ્જિત દિવાનખાનામાંના એક પલંગપર પડયો.

મુગ્ધાએ તરતજ અનિરૂધ્ધના જખમના ઉપચાર કરવા માંડયા—તેનો જખમ ધોવાયોઃ—એક નોકર ડોકટરને બોલાવવા ગયો અને દક્ષ નર્સ પેઠે પેલી સુકુમારી તેના બીછાના નજીક ખડે પગે ઉભી રહી.

દશેક મીનીટમાં અનિરૂધ્ધની આંખો ઉઘડી. તેનો જખમ બહુ ગંભીર ન્હોતો. આંખ ઉઘડતાંજ અનિરૂધ્ધને સ્વપ્નમાં હોવાનો ભાસ થયો. આ શું ? આ કોનું મકાન ? સુંદર મુલાયમ બીછાના પર તેને કોણે સુવાડયો ?—અને આ સામે ઉર્વશી સમી ઉભેલી અપસરા કોણ ? તે કંઇ સમજ્યો નહિ—જરાવાર વિચારમાં પડયો—આંખો મીંચી લીધી—તેની ખાત્રી થઇ કે તે સ્વપ્નમાં નથી—તેણે પુનઃ આંખો ઉઘાડી.

"તમે ગભરાશો નહિ. હમણાં ડોકટર આવશે." મધુર રૂપેરી ઘંટડી

આમા અવાજે રાધાએ અનિરૂધ્ધના કાનમાં અમૃત રેડયું. જગતના દમ્ભથી ત્રાસેલા અનિરૂધ્ધને પહેલીવાર ભાન થયું કે હજી જગતમાં મનુષ્યો અને દેવોનો નિવાસ છે!

રાધાના મીઠા શબ્દો સાંભળી તે હરખ્યો.

"તમે મને અહિં લાવ્યા?" તેણે પૂછ્યું.

"હા."

"તમારો કેવો આભાર, બ્હેન?–"

"એમાં આભાર શાનો? મનુષ્ય કહેવાવા છતાં તમને રસ્તામાં પડેલા મૂકીને મારાથી ચાલી જવાય ખરૂં!" રાધા સસ્મિત બોલી.

"ચાલી તો ન જવાય–પણ એવી રીતે ચાલી જનારા હજારો માણસો દુનિયામાં પડેલા છે."

"હશે. તેમને હું મનુષ્યો કહેવાની ના પાડું છું,–"

અનિરૂધ્ધ સાનંદાશ્ચર્ય તે નિર્દોષ પરીને જોઇ રહ્યો. લક્ષ્મી અને સત્તાના આ આવાસમાં આવી નિર્દોષતા, આવી સરલતા, આવી સહૃદયતા વાસો કરી રહી હશે એમ માનતાં તેને જરા વસમું લાગ્યું. અત્યાર સુધી તે શ્રીમંતોને શયતાનના સાથીજ ગણતો આવ્યો હતો. તેની માન્યતા પર આજે કંઇક ઘા થયો.

થોડીવારમાં ડોકટર આવ્યો. તેણે અનિરૂધ્ધનો ઘા તપાસી કહ્યું:

"જરા પણ ગભરાવાની જરૂર નથી. ત્રણ ચાર દિવસમાં તમને તદન આરામ થઇ જશે."

"ત્યારે હું મારે ઘેર જઇ શકું?" અનિરૂધ્ધે પૂછ્યું.

"હા. ઘણી ખુશીથી–" કહી ડોકટર ચાલી ગયો.

"તમારે ઘેર કોણ છે?–" રાધા એ ધીમે સ્વરે પૂછ્યું.

"અહિં હું એકલોજ રહું છું–" અનિરૂધ્ધે જવાબ આપ્યો.

"ત્યારે તમારી સારવાર કોણ કરશે?"

"સારવાર જેવું શું કરવાનુ છે? ડોકટર કહે છે કે જખમ ગંભીર નથી–"

"તે ખરૂં–પણ તમે તદન સાજા થાઓ ત્યાં સુધી અહિં ન રહી શકો?" છેલ્લા વાકયમાં સ્નેહાળ નિમંત્રણ હતું—વિનંતી પણ હતી—આવા હેતાળ નિમંત્રણ જગતમાં દુર્લભ હોય છે. અનિરૂધ્ધ એ નિમંત્રણ શી રીતે ઠેલી શકે?

તેણે આભાર સહિત રાધાના આમંત્રણનો સ્વીકાર કીધો, ઉભયે થોડીક આડીઅવળી વાત કરી. રાધા અનિરૂધ્ધને અલ્પ સમયમાં જાણે યુગયુગ જૂની મિત્ર હોયની એવી લાગી, રાતના આઠેક વાગે મહમ્મદ આવ્યો રાધાએ તેને અકસ્માતની વાત કહી અને અનિરૂધ્ધને તે સાજો થાય ત્યાંજ સુધી પોતાને ત્યાંજ રાખવાનો પોતાનો નિશ્ચય પણ દર્શાવ્યો. મહમદ રાધાને પ્રાણથી પણ અધિક ચાહતો હતો. રાધાની કોઇ પણ વાતની તે ના પાડતો નહિ. રાધાની વિનંતી સાંભળી તે હસ્યો અને અનિરૂધ્ધને હસીને પોતાને ત્યાંજ આરામ લેવાની વિનંતી કરી.

"તમે મને આભાર નીચે કચડી નાખો છો." અનિરૂધ્ધે સવિનય જવાબ આપ્યો.

# પ્રકરણ ૩૦ મું.

## ન્યાયનો ફારસ.

પ્રિય વાંચનાર, રાધા, મહમ્મદ અને અનિરૂધ્ધના સાથમાં આપણે ઘણા વખતથી મધુપુરના જૂલ્મી અને વિલાસી રાજાને ભૂલી ગયા છીએ. ચાલ, એકવાર ફરીથી આપણે એ નરપિશાચની લીલા જોઇએ.

સ્વામી આનંદ અનિરૂધ્ધને બચાવવા માટે રાજદ્રોહના ભયંકર આરોપ માટે મદનસિંહના જાલિમ સૈનિકોના હાથમાં ફસી ગયો હતો, તે વાંચનાર જાણે છે. આ સ્વામી ગીરફતાર થયા પછી તેનો ઇન્સાફ કર્યા વિના તેનાપર કેદખાનામાં અનેક જાતના જૂલ્મો ગુજારવામાં આવ્યા. તેના હાથ પગમાં બેડી જકડવામાં આવી તેને ભૂખે મારવામાં આવ્યો પણ તેણે પોલીસે ઘડી કાઢેલા જુઠા એકરાર નામાપર સહી ન કરી. અંતે બધા જાલિમો કંટાળ્યા. અને હજુર સાહેબની કોર્ટમાં તેનો કેસ રજુ કર્યો.

મદનસિંહ જાતે આ ભયંકર કેસનો ન્યાય છણવાનો હતો. સમય થતાં તે ન્યાયાસનપર જઇ બેઠો. સ્વામી આનંદ આરોપીના પિંજરામાં પ્રસન્નવદને ઉભો હતો. તેની આસપાસ બાકુતી પેટભરા સિપાઇઓ ઉભા હતા. ન્યાયાસનની સામેના ટેબલપર સરકારી વકીલ અને બીજા વકીલો હતા. આરોપીએ કોઇ પણ વકીલ રોકયો ન્હોતો. કોર્ટ પ્રેક્ષકોથી ચીકાર ભરાઇ ગઇ હતી પણ સાક્ષાત જમનો અવતાર ન્યાયાસન પર બેઠેલો હોવાથી કોઇ ચું કે ચાં કરતું ન્હોતું. બધાના મ્હોડાપર ભયનાં ચિન્હ હતાં. સ્વામી ફાંસીને લાકડેજ ચઢશે તે વિષે કોઇને શંકા ન્હોતી. પ્રેક્ષકોમાં કેટલાક ખેડૂતો પણ હતા. એ લોકોને સ્વામીએ અનેક પ્રકારની સહાય કરી હતી. તેઓના દીલ પીંજરામાં ઉભેલા આરોપીના આભારથી લળી પડતા હતા, પણ એ બિચારા

લાચાર હતા; તેઓ આનંદ સ્વામીની મુક્તિ માટે પ્રભુની મુગી પ્રાર્થના કર્યા શિવાય કંઇ કરી શકે એમ નહોતું. મધુપુરમાં જૂલ્મનું એવું ભયંકર સામ્રાજ્ય વ્યાપી ગયું હતું કે સ્વામી આનંદ જેવા દેશભક્ત માટે કોઇ છડે ચોક બંદગી પણ કરી શકતું નહિ.

સરકારી વકીલે ઝૂકી ઝૂકીને સલામ કરીને હજૂર સાહેબ સમક્ષ આરોપીનો કેસ રજુ કર્યો.

"આરોપી સ્વામી આનંદને નામે ઓળખાય છે. તે આ રાજ્યમાં આવ્યા પહેલાં બ્રિટિશ હદમાં તેની સામે અનેક વોરંટો નીકળ્યા હતા. થોડાક વર્ષો અગાઉ આ રાજ્યમાં આવી એણે રાજ્યની વફાદાર પ્રજાને ખાસ કરીને ખેડૂતોને ઉશ્કેરવા માંડયા હતા. અને તેને પરિણામે સરકારના વફાદાર અમલદારોના ખુન થવા માંડયા હતા. એનું એક ગુપ્ત અરાજક મંડળ છે તેના સભાસદો મારફતે એણે ગોમાજી મારવાડીની પેઢી લૂંટાવી હતી, ફોજદારનું ખુન કરાવ્યું હતું અને નગરશેઠના ઘરમાં પણ ધાડ પાડી હતી. આ બદમાશ સાધુના સાળામાં છૂપાયલો શયતાન છે તેનો એક વધુ પુરાવો એ છે કે આજથી બે વર્ષ પર આપણા નગરશેઠનો પુત્ર તથા પુત્રવધુ અચાનક ગુમ થઇ ગયા હતા. તેમાં આ બદમાસનો હાથ હતો તે પુરવાર કરવાને સરકાર તૈયાર છે. આપણા બહાદૂર સૈનિકોએ જ્યારે એને પકડયો ત્યારે એની ગુફામાંથી નગરશેઠના પુત્રવધુની લાશ મળી આવી હતી. તેને આ બદમાશે ઝેર દઇને મારી નાખી હતી એમ વૈદક રિપોર્ટ પરથી જણાય છે. મરનાર બાઇ લીલાના શરીરમાંથી સોમલ ઝેર મળી આવ્યું હતું. એટલેથી આ પાપીનાં પાપોનો અંત આવતો નથી. જો કે પ્રત્યક્ષ પુરાવા મળતા નથી પણ નગરશેઠના ગુમ થયલા પુત્રનું ખુન કરી એ બદમાસે તેની પત્નીને પોતાની

રખાત બનાવી હતી એમ માનવાને દરેક કારણુ મળે છે. આવા બદમાસના નીચ કામો પૂરવાર કરવાને આથી વધુ પુરાવાની જરૂર હોય એમ હું માનતો નથી." સરકારી વકીલે પોતાનો કેસ રજુ કર્યો.

"આ ન્યાયમંદિર છે. સાક્ષીઓ રજુ કરો." ન્યાયનો દંભ કરતો મદનસિંહ બોલ્યો.

"જો હુકમ! સાક્ષી નંબર એક–રઘા કહાના–" વકીલ બોલ્યો. સાક્ષીના પિંજરામાં એક વૃધ્ધ ખેડૂત જઇ ઉભો.

"રઘા! આરોપીને તું ઓળખે છે?" વકીલે જુબાની લેવા માંડી.

"જી હા."

"એ શો ધંધો કરતો હતો?"

"કંઇ નહિ."

"એ તને શું કહેવા આવતો હતો?"

"રાજ સામે બંડ કરી જુલ્મી અધિકારીઓના ખુન કરવાનું એ મને કહેતો હતો."

"આરોપી, તારે આ સાક્ષીની ઉલટ તપાસ લેવી છે?" મદનસિંહે સ્વામી આનંદને પૂછ્યું,

"નહિ. મને આ નાટક જોવામાં મઝા આવે છે." કહી ગૌરવથી મસ્તક ઉંચું કરી સ્વામી હસ્યો.

"આ ન્યાયમંદિર છે." મદનસિંહ બરાડયો.

"આરે મન નાટકશાળા છે." સ્વામીએ તરત જવાબ આપ્યો ને રાજાનું મ્હો ઉતરી ગયું.

બીજા બનાવટી સાક્ષીઓએ એવીજ જુઠી વાતો કરી. સ્વામી આનંદ ખુની છે, લૂંટારો છે, વ્યભિચારી છે એમ સૌ બોલી ગયા. સાક્ષીના પિંજરામાં ઉભેલી પ્રતિભાશાળી વ્યક્તિને પોલીસના ડરથી જુઠું બોલતા સાક્ષીઓની દયા આવી.

"આરોપી, તારી સામે ભયંકર આરોપો પૂરવાર થાય છે. તારે બચાવમાં કંઇ કહેવું છે?" મદનસિંહ બોલ્યો.

"જે ગુનેહગાર છે તેજ જો ન્યાય છણવા બેઠો હોય તો તેની સામે શો બચાવ રજુ કરી શકાય?"

"નામદાર! આરોપી કોર્ટનું અપમાન કરે છે." વકીલે રાજાને ભાખણું લગાડયું.

"બરાબર છે. પણ ન્યાયમંદિરમાં આરોપીને બચાવની તક આપવાની મારી ફરજ છે."

વકીલે માથું નમાવી નમન કર્યું.

"સાંભળ! સ્વાર્થ અને સત્તામાં અંધ થયલા રાજન! સાંભળ!–" સ્વામી આનંદે ગર્જના કરી: "ગરીબ, જૂલ્મ નીચે અગદાઇને મૂગી આહ નાખી મરી જતી પ્રજાને તેના કર્તવ્યનું ભાન કરાવવું જો એ ગુન્હો હોય તો હું ખરેખરો ગુન્હેગાર છું અને એવા લાખ ગુન્હા ફરીથી કરવાને તૈયાર છું. પણ તારા ભાડૂતી, ખુશામતીઆ અને નીચ વકીલ તથા પોલીસ અમલદારોએ મારી સામે જે આરોપો મુકયા છે તે તદ્દન ખોટા અને બનાવટી છે. અત્રે રજુ થયલા સાક્ષીઓ ગરીબ ખેડૂતો છે. તેઓ તારા જમ જેવા બે બદામના સિપાઇડાઓથી ત્રાસીને જુઠી વાત કરી રહ્યા છે. તું મને કરડામાં કરડી સજા કરે તેની મને લેશમાત્ર દરકાર નથી પણ યાદ રાખજે કે જે રાજા ગરીબોની હાય લે છે, જે ખેડુતને–જગતના પાલકને કનડે છે અને પોતાની પ્રજાની ખરી મહેનતની લક્ષ્મી રાંડો પછાળ, ઉડાવે છે તેને એક દિવસ જરૂર હાથ ઘસવા પડશે."

"હું તારી પાસેથી ઉપદેશ માંગતો નથી. તારો કંઇ બચાવ છે?"

"નહિ. જુલ્મગાર સામે નિર્દોષ અને પવિત્ર આત્મા શો બચાવ રજુ કરે ? અને હું કોની સામે બચાવ કરૂં ? તારી સામે ? એક નીચ, સ્વાર્થી, લંપટ રાજાના નામને કલંક લગાડનાર શયતાન સામે ?"

ચૂપ રહે બદમાસ ! તને ખુન, રાજદ્રોહ અને લુંટના ગુન્હાહો માટે ફાંસીની સજા કરવામાં આવે છે." જંગલી રાજા બરાડયો.

"બસ ! મોટામાં મોટી સજા મોત ! એટલુંજ ! એથી કોઇ ભયંકર સજા શોધવાની તારા મગજમાં તાકાત નથી ? અરે નીચ રાજા ! મોતને તો હું મુઠીમાં લઇ ફરૂં છું" હસતો હસતો સ્વામી બોલ્યો.

" સિપાઇઓ ! લઇ જાઓ આ બદમાસને !–"

જાલિમ જમડાઓ સ્વામીપર તૂટી પડયા. તેને પાછી બેડી પહેરાવવામાં આવી અને એક જંગલી ફારસ ભજવી મદનસિંહે ન્યાય કરવાનો સંતોષ લીધો. એજ રાતે મદનસિંહના કોઇ ખુશામદીઆએ બ્રિટીસ વર્તમાનપત્રો પર તાર કરી ભયંકર રાજદ્રોહી સ્વામી આનંદપર અનેક ગુન્હા પુરવાર થવાથી મધુપુરની વરિષ્ટ અદાલતે તેને કાયદાસર ફાંસીની સજા કરવાની ખબર આપી દીધી. આવો ભયંકટ અને વિકૃત ન્યાય જોઇને ન્યાય દેવી પણ પોકે પોક રડી હશે. પણ સત્તાના નીશામાં અંધ બનેલ મદનસિંહને હાલમાં તો કોઇની દરકાર ન્હોતી. ન્યાય છણીને સીધો તે નઝીર બેગમના વિલાસમંદિરમાં ગયો અને મદિરાની પ્યાલી ખાલી કરી નઝીરના મધુર કંઠનું સંગીત સાંભળી સ્વામીના કડુ વચનો ભૂલી જવાનો પ્રયત્ન કરવા લાગ્યો.

# પ્રકરણ ૩૧ મું.

## રઘુનાથનો પત્ર.

મદનસિંહ મધુપુરનો કર્તાહર્તા વિધાતા થઇ બેઠો હતો. તે પ્રજાને મરજી પેઠે નચાવતો હતો. સ્વામી આનંદને ફાંસીની સજા ફરમાવીને અરાજકતાનું મૂળ કાપી નાખ્યું હતું એમ માની તે મનમાં ફુલાતો હતો. નગરશેઠની પુત્રવધુ સ્વામી પાસેથી મળી આવી અને તેના શબને અગ્નિદાહ દેવામાં આવ્યો પણ લીલા સ્વામી પાસે શી રીતે ગઇ, લીલાનો પતિ અનિરૂધ્ધ ક્યાં છે, તેની તપાસ કરવાની તેને દરકાર ન્હોતી ખુશામદમાં લચી પચી રહેલા નગરશેઠને પોતાના દિકરાની તપાસ કરવાની રાજાને સુચના કરતાં ટાઢીઓ તાવ આવતો હતો. તેણે જૂઠી જુબાની પ્રમાણે અનિરૂધ્ધનું સ્વામી આનંદેજ ખુન કર્યું છે એમ માની લીધું અને બે ઘડી પોક મૂકીને ગુપચુપ બેસી રહ્યો.

નઝીર બેગમ મદનસિંહને નયનને ઇશારે નચાવી રહી હતી. તેની કાતિલ જુવાનીએ રાજાને વશ કરી લીધો હતો. તે પાય તેટલું પાણી મદનસિંહ પીતો હતો. પણ હજુ રાજાના મનમાંથી રાધા ખસી ન્હોતી. નઝીરે તેને અનેક રીતે રીઝવ્યો-જરા ધમકી આપી રઘુનાથને મુંબઇથી બોલાવી લેવાને તારપર તાર છોડાવ્યા. પણ મદનસિંહ તેના જનાનામાં જે હુકમનામાપર સહી કરી આવતો તે બ્હાર જઇને રદ કરતો. બીજી બધી બાબતમાં તે નઝીરની જાદુઇ લાકડીથી હંકાતો હતો પણ રાધાને છોડી દેવાની વાત તેને ગળે ઉતરતી ન્હોતી. રાધાએ—એ કંગાળ નારંગીવાળીએ મદનસિંહને વગર દામે ખરીદી લીધો હતો. એકાંતમાં એ પરીસુરત પૂતળી તેની નજર

સાથે તરી આવતાં રાજાની બેચેની ભયંકર હદે વધી જતી અને ગમે તે ભોગે રાધાને મેળવવાનો તે નિશ્ચય કરતો.

પ્રભાતના નવ વાગ્યાનો સમય હતો મદનસિંહ હમણાંજ જાગીને દાતણપાણી કરી નઝીર સાથે નાસ્તો લેતો બેઠો હતો એવામાં હજુરીઆએ અંદર આવી રાજાને નમન કરી એક પત્ર આપ્યો. રઘુનાથના અક્ષરો જોતાંજ મદનસિંહની જીજ્ઞાસા વધી ગઇ. તેણે તરત પત્ર ખોલ્યો, એ પત્ર નીચે મુજબ હતો.

પરમ કૃપાળુ ગૌબ્રાહ્મણ પ્રતિપાળ મહારાજાશ્રી મદનસિંહજીની
હજુરમાં.

આપ નામદારની આજ્ઞા પ્રમાણે હું રાધાને મધુપુરના રણવાસમાં લાવવાને ભગીરથ પ્રયત્ન કરી રહયો હતો. પ્રથમ રાધા નારાજ જણાઇ પણ મેં તેને વિલાસ વૈભવમાં રાખી તે આપ નામદારનું શોભાવે એવી કેળવણી તેને આપવાની વ્યવસ્થા કરી. તે મારી પીછાનની ગંગા ડોશી નામની એક બાઇને ત્યાં રહેતી હતી. એ બાઇને આપ નામદાર પીછાનો છો. તેણે આપ નામદારની સેવા અનેક રીતે વફાદારીથી બજાવી છે. રાધાને મધુપુર મોકલનારી એજ બાઇ હતી. રાધાને એણે સોનાના આક બતાવીને મધુપુર આવવા તૈયાર કરી પણ એટલામાં એક બદમાસ આપણા માર્ગમાં માથું મારવા તૈયાર થયો. આપ નામદારે વર્તમાનપત્રોમાં વાંચ્યું હશે કે રાધાનું એક રાત્રે હરણ થયું હતું. વસ્તુતઃ એ હરણ ન્હોતું. રાધાને મહમ્મદ નામના એક શ્રીમંત મુસલમાને પોતાના પ્રેમમાં ફસાવી હતી અને નાટક જોવા જવાને બ્હાને રાધા ઘરમાંથી નીકળી એ બદમાસ સાથે નાસી ગઇ હતી. હવે તે મુસ્લીમ ધર્મ પ્રમાણે મહમ્મદ સાથે પરણી ગઇ છે

અને એ બીના પોલીસ સમક્ષ નોંધાઇ છે. આપણું નામ રાધાના હરણમાં સંડોવાયું હતું પણ મહમ્મદ અને રાધા લગ્ન કરવાનો એકરાર કરી ગયા તે પછી આપણા પરનો મુંબઇની છુપી પોલીસનો શક નષ્ટ થઇ ગયો છે. હાલમાં રાધા મહમ્મદ સાથે તેની પરણેતર તરિકે રહે છે.

આ બધી બીનાઓ આપ નામદારને દુઃખકર થશે તે આ સેવક સારી પેઠે જાણે છે પણ સત્ય હકીકત જણાવ્યા વિના છૂટકોજ નથી. મધુપુરના રણવાસમાં સરજાયલી સ્વર્ગની પરીને એક સાધારણ મુસલમાન ઉપાડી જાય એટલુંજ નહિ પણ તેને છડેચોક પરણી જાય એ જોઇને મારૂં કાળજું કપાઇ જાય છે આપ નામદારને એવી લાખ રાધા મળી રહેશે. પણ હવે રાધાપરના આપશ્રીના મોહનો સવાલજ નથી. હવે તો આબરૂનો— મધુપુરના રાજાની પ્રતિષ્ઠાનો સવાલ છે. એ શ્રીમંત મુસલમાનની મજાલ શી છે કે તે આપની પરીપર નઝર કરી શકે ? ગંગા ડોશી કહે છે તેમ રાધાને એકવાર મધુપુર લઇ જઇ બીજે દિને જોઇએ તો લાત મારીને કાઢી મુકજો પણ હવે તો રાધાને માટે કેસરીયા કરવાની જરૂર છે. એ સૌન્દર્યાભિમાની સ્ત્રી મધુપુરના રણવાસને તજી મહમ્મદના જનાનામાં બેઠી એ બનાવ આપ નામદારની કીર્તિપર કલંક લગાડનારો છે કેમકે અહિંના રજનું ગજ કરનારા છાપાવાળા- ઓએ રાધાના હરણ પ્રસંગે આપ નામદાર વિષે અનેક જાતની ગપો પ્રગટ કરીને રાધા મધુપુરના રણવાસમાં જવાની હતી એ વાત પ્રજાને જણાવી દીધી છે હવે મહમ્મદને સુખે જંપવા દેવો એ આપણી શક્તિની હરરાજી કરવા સમાન છે. જો આપ નામદારનો હુકમ હોય તો સેવક મહમ્મદને હાથ ધસતો રાખી, જો જરૂર પડે તો તેનો કાંટો કાઢી નાખીને રાધાને મધુપુર લઇ આવવાની હામ





"અરે નીચ રાજા! મોતને તો હું મુઠીમાં લઇ ફરૂં છું."
હસતો હસતો સ્વામી બોલ્યો. (૧૮૧)

રાખે છે. ફક્ત આપ નામદારના હુકમની વાર છે આ માટે લાખેક રૂપિયાનો ખર્ચ થશે કેમકે અહિંની છુપી પોલીસને થાપ આપી મહમ્મદના સુરક્ષિત બંગલામાંથી રાધાને ઉપાડવાનું કામ સહેલું નથી, આપનો હુકમ અને એક લાખ રૂપિયાનો ચેક મળતાં હું આપને વચન આપું છું કે રાધા આઠ દિવસમાં મધુપુરની મહેમાન થશે.

લી૦ આજ્ઞાંકિત સેવક.

રઘુનાથ.

મદનસિંહ આ પત્ર જેમ જેમ વાંચતો ગયો તેમ તેમ તેના મુખપરના ભાવ બદલાતા ગયા. રાધા તેને હૈયે ચઢી આવી. તેની મોહક મૂર્તિ તેની આંખો સામે તરવરવા લાગી. એ રાધાને એક મુસલમાન પરણી ગયો એ વાત જાણી તેના ગુસ્સાનો પાર રહ્યો નહિ. રઘુનાથની વાત ઝટ તેને ગળે ઉતરી ગઈ. તેની માશુકને ઉપાડી જનારનું ખુન કરવું પડે તોપણ શું ? એવા વિચારથી તેની આંખમાં ખુન્નસ ભરાયું. નઝીર તેને ધ્યાનથી જોઈ રહી હતી. તે જાણી ગઇ કે આ પત્ર રાધા વિષેજ હશે.

"જા–" મદનસિંહે હઝુરીઆને હુકમ કર્યો. હઝુરીઓ ગયો.

"વ્હાલા ! શું છે ? વળી પેલી રાંડ રાધાની વાત છે કે ?" નઝીરે મૃદુ સ્વરે નયન નચાવતા પૂછ્યું.

"ચૂપ રહે ! રાધા માટે એક પણ અપશબ્દ બોલી તો તું તારી વાત જાણે !" મદનસિંહ નઝીરપર ગુસ્સે થયો. અત્યારે તેને નઝીર કાળ જેવી લાગી.

"શું આપને બેવફા થઇ એક પરધર્મી સાથે નાસી જનાર બલા માટે આમને એટલું બધું લાગે છે ?"

"હા. ઔની ખુબસુરતી આગળ તું કંઇ વીસાતમાં નથી.

"એમ ! તો વ્હાલા ! એને અત્રે લાવી આપની મુરાદ બર લાવો." નઝીરે શેતરંજની ચાલ બદલી. તેણે વિચાર કર્યો કે રાધા પાછળ દિવાના થયલા રાજાને સીધી રીતે સમજાવવામાં સાર નથી. તે અત્યાર સુધીમાં રાજ્યના અનેક અમલદારોને પોતાના હાથમાં લઇ ચૂકી હતી રાધા આવ્યા પછી ભલે મદનસિંહ તેના રંગભવનમાં જાય. પણ સત્તા તો મારા હાથમાંજ રહેશે એવો નઝીરનો ખ્યાલ હતો. રાધાને મધુપુર લાવવામાં પોતાની સંમતિ આપી મદનસિંહની વ્હાલી થવાની બાજી ખેલતી તે બોલી: "તમારી માનીતી રાધા અહિં આવશે તેથી આ બાંદી અદેખી બનવાની નથી. વ્હાલા ! તમને જેથી આનંદ મળે એવું સુખેથી કરો હું તમને એટલા માટે ના પાડતી હતી કે રાધાના હરણમાં આપનું નામ સંડોવાયલું હતું અને જો કંઇ કાચું કપાયું તો નાહક આપનુ નામ બ્રીટીશ સરકારને ત્યાં બદનામ થશે."

"બ્રીટીશ રેસીડંસીને મારા ખાનગી વહેવારમાં માથું મારવાનો કંઈ હક નથી."

"તો ઠીક. સંભાળીને કામ લેશો તો દુનિયા જખ મારે છે."

"નઝીર ! વ્હાલી નઝીર ! તું કેવી ઉદાર અને પ્રેમાળ છે ? રાધા તારી આંખની કણી નહિ થઇ પડે ?" મદનસિંહને નઝીરપર વ્હાલનો ઉમળકો આવ્યો. એ મૂર્ખો નઝીરની કપટકળા સમજવાની બુધ્ધિ ધરાવતો ન્હોતો.

"નહિ વ્હાલી ! રાધાને હું આંખની કણી નહિ પણ મારી સગી બ્હેન માનીશ અને તમારા દીલને આરામ થાય તે માટે આપ કહેશો તે કરીશ."

"શાબાશ ! વ્હાલી ! માશુક મળજો તો તારા જેવી–" કહી ઉન્મત રાજા ઉભો થયો અને તેણે નઝીરના મોહક મુલ્હા સાથે અડપલું કરી તેના અધરપર પોતાના ઓઠ દાબી દીધા.

"રાધા આવશે પછી બાંદી પર આટલી રહમ રાખશો તો બસ છે."

"તું ઓછું ન લગાડ નઝીર ! રાધા પર હું મુગ્ધ થયો છું એ વાત ખરી. પણ તારા વગર મને ચાલવાનું નથી."

"તો આજેજ રઘુનાથને હુકમ કરો કે ગમે તે ભોગે રાધાને મધુપુર ઉપાડી લાવે."

"હું આજેજ એને લખી નાખું છું."

"એણે કેટલા પૈસા મગાવ્યા છે ?"

"એક લાખ રૂપિયા–" મદનસિંહે જવાબ આપ્યો.

"કંઇ ફીકર નહિ. મારા વ્હાલાના સુખ આગળ એક લાખ રૂપીઆની કોડીની પણ કિમ્મત નથી. ફતેહ કરો વ્હાલા ! નઝીરે અજેય હાસ્ય ફરકાવી મદનસિંહને વધુ ઉન્મત બનાવ્યો અને એ પાગલ રાજા નઝીરને પુનઃ ચુમી લઇ બ્હાર ગયો.

એજ દિને રઘુનાથ પર એક લાખ રૂપિયાનો ચેક અને એક પત્ર રવાના થયો. હવસી રાજા એક સ્નેહાળ યુગલને વિખુટું પાડી પોતાની વાસના તૃપ્ત કરવા તૈયાર થયો,

# પ્રકરણ ૩૨ મું.

## કાવત્રું.

નઝીરે મદનસિંહની મનોદશા જોઈ તેને રાધાનું હરણ કરવા માટે ઉતેજીત કર્યો અને કામાંધ રાજાએ એક લાખ રૂપિયાના ચેક સાથે રઘુનાથને ગમે તે પ્રકારે રાધાને ઉપાડી લાવવાનો હુકમ કર્યો. રઘુનાથને ચેક અને હુકમ મળતાંજ તેના આનંદનો પાર રહયો નહિ. તે ખંધો અને લુચ્ચો માણસ હતો. રાધા મધુપુર ગયા પછી મદન-સિંહ તેને કાણી કોડી પણ પરખાવશે કે કેમ તે વિષે તેને ગંભીર શક હતો. હમણાંજ તે પોતાની તીજોરી ભરી દેવા માગતો હતો. ભવિષ્ય પર તેને વિશ્વાસ ન્હોતો. મદનસિંહ જેવા વિલાશી વાંદરાનો ભરોસો શો ? આજે નઝીર પર તે પાગલ થઇ જાય છે કાલે રાધા તેના જનાનાની સ્વામિનિ થશે. એકવાર શીરીન પર તે લટ્ટુ થઇ ગયો હતો અને રાધા પરનો મોહ ઉતરી જતાં એ કામી કુતરો નવી પૂતળીઓ શોધવા જશે એવી રઘુનાથની ખાત્રી હતી. આથી તેણે એક લાખનો ચેક વટાવી તેમાંથી ૯૦ હજાર રૂપિયા પોતાને નામે બેંકમાં જમા કરાવી દીધા. અને પોતાનું તળીયું ટાઢું કરી હસતો હસતો ગંગા ડોશીને ઘેર ગયો. ડોશીએ તેનું હસતું વદન જોઇને કલ્પના કરી કે મદનસિંહ જાળમાં ફસાયો છે. તેણે રઘુનાથને સન્માન સાથે કોચ પર બેસાડયો અને ખંધા હાસ્યથી વાત છેડી.

કેમ ! શા સમાચાર છે !

"તમારી અક્કલને ધન્ય છે ! ઉલ્લુ આબાદ બની ગયો." રઘુનાથે હસીને જવાબ આપ્યો.

"કેટલા રૂપિયા આવ્યા ? "

"દશ હજાર–"

"બસ! એટલામાં શું વળવાનું હતું? રાધા માટે લાખ રૂપિયા ઓવારી નાખનારા મારા પગની ધુળ ચાટી રહ્યા છે પણ હું તેમને દાદ આપતી નથી."

"જુઓ માજી! મદનસિંહે જોઇએ તો વધુ પૈસા મોકલવાનું વચન આપ્યું છે." રઘુનાથે ડોશીને બનાવવા માંડી પણ તેને ખબર નહોતી કે ગંગાડોશી તેનાં જેવા મુત્સદીને ખીસામાં ઘાલીને ફરતી હતી.

"રાજા વાજા ને વાંદરાનો ભરોસો શો? રાધાને મધુપુર લઇ જવી એ ખાવાના ખેલ નથી. જાન સાથે રમત ખેલવાની છે અને મુંબઇની પોલીસ સાથે પાનું પાડવાનું છે. રાધાનો આશક મહમ્મદ કોણ છે તે જાણો છો? એ આ શહેરનો શાહ સોદાગર છે, પોલીસમાં એની જબરી લાગવગ છે, અને દશ હજાર તો શું પણ લાખો રૂપીઆ એ ચપટીમાં ઉડાવી શકે છે. વળી એ દીલનો પણ દીલાવર છે. તમારા કંગાળ રાજાની દશ હજાર રૂપરડી માટે મહમ્મદ જેવા દીલાવર યુવાન સાથે હું દુશ્મની કરવા માગતી નથી." ડોશીએ રોકડું પરખાવી દીધું. રઘુનાથ વમાસણમાં પડ્યો. તે એકલો કંઇ કરી શકે એવી સ્થિતિ નથી. મુંબઇના મવાલીઓ સાથે તેને પીછાન હતી પણ તે ડરપોક હતો. પોતાનો જાન તે જોખમમાં નાખવા માગતો ન્હોતો, જો તે પોલીસના હાથમાં ફસી જાય અને મધુપુરના રાજા વિષે હો હા થઇ જાય તો મદનસિંહ તેની વ્હારે ધાવાનો નથી એવી તેની ખાત્રી હતી. તે ઠંડે પાણીએ ખસ કાઢવા માગતો હતો. પોતે જરા પણ સંડોવાયા વિના રાધાને મધુપુર લઇ જઇ જશ ખાટી જવાની અને રાજાના માનીતા થવાની તેને હોંસ હતી. થોડીકવાર તે વિચાર કરતો મૌન બેસી રહ્યો.

"ચૂપ કેમ થઇ ગયા? જુઓ, પ્રથમ રાધાને ઉપાડી

જવા માટે અનુકુળ સંધી જોવા જાસુસો રાખવા પડશે તેને લઇ જવા માટે મોટર તૈયાર રાખવી પડશે. રેલ્વે માર્ગે તેને લઇ જવામાં જોખમ રહેલો છે તે તમે સમજી શકશો. આવું મહાભારત કામ દશ હજાર રૂપરડીમાં થવાનું હતું. દશ હજાર તો જરા વારમાં ચટણી થઇ જશે. તમારા રાજાને કહો કે ખવાસણોથી રણવાસ ભરી દે! રાધા જેવી પરીને માટે તે લાયક નથી.

"એમ ન બોલો માજી! તમારી પોતાની મરજી શી છે તે જણાવો તમને કેટલા જોઇએ છે? મવાલીઓને શું આપવું તે આપણે સમજી લઇશું. પ્રથમ આપણે બે સમજણ કરીએ."

"મને એકલીને ઓછામાં ઓછા પંદર હજાર રૂપિયા ન મળે ત્યાં સુધી હું આ ભયંકર કામમાં હાથ નાખવાની નથી. આ તો જીવ સટોસટનો મામલો છે. મહમદ પોતાની માશૂકને છોડવા પહેલાં જીવપર આવીને લડયા વિના રહેવાનો નથી. મારા મારીમાં કદાચ કોઇનું ખૂન પણ થઇ જાય–"

"ખૂન ?" રઘુનાથ ડર્યો.

"હા. ખુન ! મરદ થઇને "ખૂન" શબ્દ સાંભળતાંજ ડરી જાઓ છો ? આ રમતજ ખુની છે. અને તમારા રજવાડામાં તો એ રોજની રમત છે. ઘાંચી ને ગોલાના દીકરાઓ રાજા થઇ બેસે તેમનામાં અમીરી ગુણ હોય ખરા ! કોઇ દિવાન ન ગમ્યો તો ચોવીસ કલાકમાં દેશપાર ! દિવાનની સત્તા સામે થવાની કોઇ અમલદાર શેખી કરે તો લીલું નાળિયેર ને સૂકો ગોળ ! જો રાજાની માનીતી રખાત પર કોઇની નજર પડી તો નાખો તેને અંધારા કારાગ્રહમાં ! રાજ્યના જુલ્મો ખુલ્લા કરનારના છૂપા ખુન કરનારા મારાઓનો તો રજવાડામાં

તોટોજ નથી હોતો. ઘણાય વીરલાઓને ઝેર દઇને મારી નાખવામાં આવ્યા અને બીજે દિવસે હાર્ટફેલથી મરણ થવાની વાતો જાહેર થઇ. આ બધી વાતો મારાથી અજાણી નથી. એ તો અંગ્રેજ સરકાર સારી છે કે આવા રાજાઓને જીવતા રહેવા દે છે!" ડોશીએ પેટમાંની વરાળ બ્હાર કાઢી નાખી: "રાધાને ઉપાડી જવી હોય તો ગમે તેવા ભયંકર પરિણામ માટે તૈયાર રહેવું પડશે. રઘુનાથભાઈ! શું કહું? આ પાપી પેટને ખાતર બધા કાવાદાવા કરવા પડે છે. પણ ખરૂં પૂછો તો આ રાજાઓ પર મને ભયંકર તિરસ્કાર ઉપજે છે."

રઘુનાથને આ વાતો ન ગમી પણ તેને તે સાંભળ્યા વિના છૂટકોજ ન્હોતો.

"બીજો કેટલોક ખર્ચ થશે?" અંતે તેણે જીભ ખોલી.

"બીજા નાખી દેતા વીશ હજાર રૂપિયા જોઇશે. ઓછામાં ઓછા દશ માણસોની આ કામમાં જરૂર પડશે અને દરેકને હજાર હજારનો ટુકડો આપવો પડશે." ડોશી બોલી.

"તમે તો કરણ રાજા જેવી વાત કરો છો."

"કરણ રાજા રાધા જેવી પરી શોધવા ન્હોતો જતો"—ડોશીએ તરતજ ડામ દીધો: "તમને સત્તરવાર ગરજ હોય તો વાત કરો; નહિ તો ચાલતા થાઓ."

"ધારો કે તમારી બધી વાત હું કબુલ કરૂં પણ–"

"પણ શું?"

"જો પકડાઇ ગયા તો?"

"પકડાઇ ગયા તો જેના કરમ તે ભોગવશે. મારે શું છે?"

"એટલે?"

"એટલે એમ કે હું તો સંચો ગોઠવીને ખસી જઇશ. પછી તમે જાણો ને તમારા રાજાનું નસિબ જાણે–"

રઘુનાથે માથું ખંજવાળ્યું.

વાહ, તમારી યુક્તિ શી છે ?"

"તમે મને ઉલ્લુ ખુલ્લુ સમજો છે ! પહેલા પૈસા લાવો પછી બીજી વાત પુછો."

"તમને હમણા કેટલા જોઇએ છે ?"

"પંદર હજાર મારી મહેનતના અને વીશ હજાર ખર્ચના–"

"આ બધી રકમ પહેલાથીજ જોઇએ ?"

"ત્યારે શું એમાં પણ ઉધારીયો ધંધો કરવા માગો છો ?" ડોશી ખીજવાઇ.

" ૩૫ હજાર રૂપિયા ? એક તુચ્છ સ્ત્રી માટે !"

" હા. અને પાછળથી બીજો ખર્ચ થાય તે જુદો !"

" વારૂ ઠીક છે." કહી રઘુનાથે ગજવામાંથી ચેક બુક કાઢી.

" એ ચેક ફેકમાં આપણે નહિ સમજીએ જો તમારી મરજી હોય તો સાંજે રોકડા રૂપીયા લઇને આવજો. બધી સો સો રૂપીઆની નોટ સમજ્યા? ચેક લઇને હું કયાં ધાંધલમાં પડું ? ધારો કે કાવત્રું પકડાઇ ગયું તો ચેક પરથીજ હું મરી જાઉંને ! હજાર હજારની નોટના નંબર લખી લેવામાં આવે છે એટલે એ નોટો પણ નકામી ! મને તો સો સોના ટુકડાજ ખપશે."

રઘુનાથને ડોશી બાંગડ જણાઇ.

" ભલે તમે કહો તેમ ! આજે રાતે હું તમને ૩૫ હજાર રૂપિયા આપી જઇશ પણ હવે ઢીલ કરતા ના જેમ બને તેમ જલ્દીથી બધું પતાવી નાખજો. અને કોઇ પકડાઇ ન જાય તેની કાળજી રાખજો "

" મારાથી બનતી કાળજી હું રાખીશ. પછી તો તમારા જેવા નશીબ !"

રઘુનાથ કટાણુ મ્હો કરી ઉઠયો તેને ૩૫ હજાર રૂપિયા આપી દેતાં વસમું લાગતું હતું પણ તે લાચાર હતો. મદનસિંહ પાસેથી બીજા ઓકાવીશું એમ ધારીને તેણે મન મનાવી લીધું અને રાતે પાછો મળવાનું વચન આપી તે ગંગા ડોશીના ઘરમાંથી બ્હાર નીકળ્યો.

# પ્રકરણ ૩૩ મું.

## મુંબઈનો "દાદો."

રઘુનાથ ગંગા ડોશીને બનાવીને લખપતિ થવાની હોંસ પાર પાડી શકયો નહિ. ઘડી ભર મનમાં પરણીને મનમાં રાંડવા જેવી તેની સ્થિતિ થઇ. ડોશીની બેદરકારી ભરી વાત સાંભળી તે તેના ઘરમાંથી બ્હાર નીકળ્યો તે પછી વિચાર કરતાં તેની ખાત્રી થઇ કે ગંગા ડોશી શિવાય તેનો શુકરવાર વળવાનો નથી. પોલિસ અને કાયદાને ગુલાંટ ખવડાવી મહમ્મદ જેવા શ્રીમંત ગૃહસ્થના કબજામાંથી રાધાને ઉપાડી જવાનું કામ ખાવાના ખેલ જેવું ન્હોતું. મહમ્મદને રાધાના હરણના કાવત્રાંની ગંધ પણ આવી તો તે છેવટ સુધી બાથોબાથ લડયા વિના રહેવાનો નથી તે વિષે કંઇ શંકાજ ન્હોતી. જેમ બને તેમ ઓછી ધાંધલે અને ઓછા જોખમે રાધાને મધુપુર ધકેલી દેવા માટે ગંગા ડોશીની સહાય અનિવાર્ય હતી. તેણે ડોશીનું મન મનાવી બાજી ખેલી નાખવાનો નિશ્ચય કર્યો અને ગંગા ડોશીએ માગેલી રકમ તેને તેજ સાંજે સ્વાધીન કરી.

ગંગા ડોશી જમાનાની ખાધેલ બારે ગાંઠ પૂરી બદમાસ બલા હતી. મુંબઇના ભલભલા મવાલીઓ તેનો પગાર ખાતા હતા. કાળીદાસ નામનો બદમાસ આ ડોશીના દરેક નીચ કામમાં સામેલ થવાને તયાર હતો. કાળીદાસની સહાયથી ગંગા ડોશીએ અનેક પાપ કર્મો કરી પોતાની તીજોરી ભરી હતી અને છતાં આંધળી દુનિયામાં તે ભકતાણી ગણાતી હતી.

રઘુનાથ પાસેથી વીશ હજાર રૂપિયા મળતાં વાર તેણે કાળીદાસને બોલાવ્યો અને મનુષ્યની ગંધ આવતાં જેમ વાઘ દોડયો જાય છે

તેમ મુંબઇનો દાદો કાળીદાસ ગંગા ડોશીનો સંદેશો મળતાં તરત આવી પહોંચ્યો.

"કેમ ! કંઈ નવી ચકલી ઉડાવવાની છે." તેણે આવતાં વાર વિકટ હાસ્ય સાથે મંગળાચરણ કર્યું.

"હા. બેસ. ઘણો સારો દાવ છે. ફાવ્યા તો દશ વીશ હજાર પચાવી જઇશું." ગંગા ડોશીએ જવાબ આપ્યો. કાળીદાસ સોફાપર બેઠો અને ખંધું હસ્યો.

"ને ન ફાવ્યા તો ?" તેણે પ્રશ્ન કર્યો.

"ન ફાવ્યા તો મામલો ગભીર થવાનો ભય છે, બે જબરજસ્ત પાડાઓની લડાઇમાં ઝાડનો ખો થવાનો સભંવ છે." ડોશીના અવાજમાં ગંભીરતા આવી.

"ઝાડનો ખો થયો ! મને પાડાઓને લડતા જોવામાં મઝા આવે છે ! ફાવ્યા તો ઠીક છે; નહિ તો આપણે છૂ થઇ જઇશું."

"પણ ભાઇ, આ તો રજવાડાનો મામલો છે."

"ત્યારે તો ઓર મઝા ! આબરૂને ધાકે, પદભ્રષ્ટ થવાના ભયથી કોઇ રાજા આપણું નામ દેવાનો નથી."

"પેલા મદનસિંહને ઓળખે છે ને ?"

"કોણ ? મધુપુરવાળો ?"

"હા."

"તેનું શું છે ?"

"તેને મહમ્મદની રાધા જોઇએ છે."

"તેમાં મોટી શી ધાડ મારવાની છે ? મહમ્મદ જરા આઘો પાછો થશે કે રાધાને ઉપાડી જઇશું."

"ત્યારે જોઇએ તેમ કરજે,"

"પણ માલ કેટલો મળશે ?"

"પંદર હજાર રૂપિયા ને ખર્ચ ! પંદર હજારમાં આપણો સરખો ભાગ !"

"કબુલ છે !" મવાલી તૈયાર થયો.

આ પ્રસંગે કાળીદાસની કંઇક પીછાન કરાવવાની જરૂર છે. સોળ વર્ષ થયાં તે મુંબઇનો દાદો થયો હતો અને આ ગુલજાર શહેરના એક નાકાથી બીજા નાકા સુધી તેના નામની હાક વાગતી હતી. સોળ વર્ષ પહેલાં એ બદમાસની ઉમ્મર પંદરેક વર્ષની હતી. રાજેશ્રીએ કાળા અક્ષરને કુટી માર્યા હતા અને અક્કલને નામે આરતી હતી એટલે તે વખતે એક કણીયાની દુકાને પેટીઆ માટે નોકરી કરતા હતા અને કણીઆના ઘરાકોને ઘેર દાણો અને ઘી વિગેરે પહોંચાડી આવવાનું ગધ્ધા વૈતરૂં કરતા હતા. એક દિવસ એક ઘરાકની ખુબસુરત સ્ત્રીપર તેની દયાનત બગડી–બદમાસે છેડતી કરી વાણીયા ભાઇઓના માળામાં હોહા થઇ ગઇ–પાંચ પચીસ માણસો ભેગા થઇ ગયા–બાઇનો ધણી પણ લાલ પીળો થઇ દોડી આવ્યો—કાળીદાસના પ્રથમ મોતીઆ મરી ગયા–એક જણે તેને મુકકી મારી ને બીજીજ પળે તેનો મીજાજ ગયો, તે છેલ્લે પાટલે બેઠો. મારવું કે મરવું એવો નિશ્ચય કરી તે સંગ્રામમાં કુદી પડયો અને પચીસ બાયલાઓને અરધા કલાકમાં નસાડી મુકયા. તેની રાઠોડી મુકકીનો પ્રભાવ એવો અચુક પુરવાર થયો કે જે સ્ત્રીની આબરૂ પર તેણે હાથ નાખ્યો હતો તેજ સ્ત્રીના ધણીએ તેની દયા માગી તેની ઉગ્રતા શમાવવાની વિનંતી કરી. કાળીદાસની બદમાસી અને ઉધ્ધતાઇ પરાકાષ્ઠાની સીમાએ પહોંચી. તેણે તે બાઇના બાયલા ધણીની નજર સામે તે સ્ત્રીની મશ્કરી કરી.

સઘળા હતાશ થઇ બણુચક જેવા જોઇ રહયા અને કાળીઓ પોતાની વિજયી શકિતથી મલકાતો દુકાને ગયો. તે દિવસથી તેના પરાક્રમ વધવા લાગ્યા. ધીમે ધીમે તેણે નોકરી છોડી દીધી, મવાલી સાગરીતો ભેગા કર્યા. દરેક દુકાન પર તેણે પોતાના કર નાખ્યા. જે કર ન આપે તેના હાડકાં ખોખરાં કરવા માંડયા. એકવાર તે પોલીસના હાથમાં સપડાયો અને બે મહિનાની જેલ જાત્રા કરી આવ્યો. તીર્થ કરવાથી મનુષ્યના પાપ બળી જાય છે તેમ જેલ જાત્રા કરવાથી કાળીદાસનો ભય નાબુદ થઇ ગયો. "સરકાર બહુ બહુ તો કેદમાં મોકલશે" એમ ધારી જેલમાંથી બ્હાર આવી તેણે ડરપોક દુકાનદારોને પુન; સતાવવા માંડયા અને આ નીચ મવાલી પોતાનુ નાનુ સરખુ રાજ સ્થાપી બેઠો. તેના પંથમાં અનેક મવાલીઓ ભળવા લાગ્યા. તે સાથે તેણે પોતાના મવાલી રાજની હકુમત પણ વધારવા માંડી. ભુલેશ્વરની દુકાનો પર પોતાના લાગા મજબુત કરી તેણે નાટકશાળાઓ પર નજર દોડાવી. પ્રથમ ધાક બેસાડવા માટે તેણે પચાસેક મવાલીઓ સાથે જઇને તેણે એક નવી કંપનીનો લાખ રૂપીઆના ખર્ચે તૈયાર કરેલો ખેલ મારી નાખ્યો. સ્ત્રી પાત્રોપર કેળાંની છાલો ફેંકાવી મારામારી થતાં સોડા વૉટરની બાટલીઓ ઉછળી અને કાળીદાસને કંપનીના માલીકે પાંચશો રૂપીઆનો નૈવેધ ધર્યો ત્યારે આ કાળભૈરવ મનાયો. આ પરાક્રમ પછી દરેક કંપની નવો ખેલ શરૂ કરવા પહેલાં કાળીદાસને મનાવી લેવાને ચૂકતી નહિ.

નાટકશાળાઓપર સત્તા જમાવી આ બદમાસ ગરીબ વેશ્યાઓને સતાવવા લાગ્યો. તેણે અનેક પઠાણોને પગાર બાંધી આપી પોતાની મવાલી ફોજ વધારવા માંડી. પૈસાને જોરે તે આબરૂદાર ગણાવા લાગ્યો અને કાયદાની નજરે તે આબરૂદાર ગણાઇ જાય તે માટે તેણે એક કાપડની દુકાન રાખી. પોતાના મવાલી ખાંધીઆઓના ગુજરાન

માટે તેણે રાંક ભીરૂ સ્વભાવની વેશ્યાઓપર કર નાખ્યા. જે સ્ત્રી તેને પૈસા ન આપે તેને ઘેર મવાલીઓ મોકલી ધાંધલ કરાવવા માંડી અને વેશ્યાઓ ત્રાહે ત્રાહે પોકારવા લાગી. પોલીસ અને સમાજ આ કમનસિબ સ્ત્રીઓ પ્રત્યે અત્યંત બેદરકાર હોવાથી આ રંક સ્ત્રીઓ પર કાળીદાસ જે જૂલ્મો ગુજારતો તે જાહેરમાં આવતા નહિ, વેશ્યાઓ બિચારી છાપાવાળી હોતી તથી એટલે આ જુલ્મની સામે તે "પ્રોટેસ્ટ" ઉઠાવી શકી નહિ અને ધારાસભાના કોઇ બહાદુર એમ. એલ. સી. એ પણ તેમને વિષે "હોમ મેમ્બર"ને સવાલ પુછવાની તસ્દી લીધી નહિ. પરિણામે કાળીદાસ આ નિરાધાર વર્ગનો રાજા થઇ પડયો. વિકટોરીઆવાળાઓ પણ તેની પાસેથી ભાડું માગવાનું ભુલી જવા લાગ્યા. કાલીદાસને લાગ્યું કે હવે તેજ મુંબઇનો રાજા થઇ ગયો છે. એટલે તેણે પોતાનું પાપી સામ્રાજ્ય વાહોમ વધારવા માંડયું. એક ભાટીઆ શ્રીમંતની સ્ત્રી પોતાનો ધણી સાઠ વર્ષનો બુઢો ખચ્ચર હોવાથી પોતાના ભૈયા સાથે પ્રેમમાં પડી હતી. એ હતભાગી સ્ત્રીના વૃધ્ધ પતિને આ વાતની ખબર પડતાં તેની આંખમાં ઝીનો આવ્યો. તેણે કાળીદાસની મદદ લીધી અને બીજીજ સહવારે ભૈયાનું ખુન થયું. પોલીસની તપાસ વ્યર્થ ગઇ. જ્યુરીએ કોઇ અજાણ્યા સખસે ખુન કરવાથી મરણ નીપજ-વાનો અભિપ્રાય આપ્યો અને ગરીબ ભૈયાની લાશને મ્યુનીસીપાલીટીએ દફનાવી દીધી. પાપી મોહમાંથી ઉત્પન્ન થતાં વેર અને ઇર્ષાના અગ્નિને શાંત કરવાને ઉત્સુક બનેલાં સ્ત્રી પુરૂષો કાળીદાસની તીજોરી ભરી પોતાની મનોકામના સિધ્ધ કરવા લાગ્યા અને કાળીદાસ સોળ વર્ષના અવધિમાં નવ નવ ખુન કરી હજી ખુલ્લી છાતીએ ફરી શકતો હતો. જે બદમાસ ગંગાડોશીનો મુખ્ય સહાયક હતો તે આ જાતનો હતો.

"જો ગંગા ! મદનસિંહનો અહિંનો એજંટ કોણ છે ?" કાળીદાસે વાત શરૂ કરી.

"રઘુનાથ !"

"ઠીક છે. જરા શરાબ લાવ. મારૂં ગળું સૂકાઇ ગયું છે."

ડોશીએ તરત ટેબલપર શરાબની બાટલી રજુ કરી. પ્યાલીમાં શરાબ નાંખી તેની સાથે સોડા મેળવી તે પીતો પીતો કાળીદાસ બોલ્યો: "એને કહે કે એક મોટર તૈયાર રાખે."

"કેમ ?"

"રાધાને ટ્રેનમાં મધુપુર લઇ જવામાં સાર નથી. તેને લઇ જવા માટે મજબુત મોટર જોઇશે. લગભગ સો દોઢસો માઇલની મુસાફરી છે માટે પેટ્રોલ, ટાયર્સ વિગેરેની સગવડ પણ જોઇશે."

"તે બધું થશે. પણ તું શું કરવા માગે છે ?"

"હું મારૂં કામ આજથી શરૂ કરી દઇશ. બે ત્રણ દિવસ મારા માણસો મહમ્મદની હીલચાલ પર નજર રાખશે અને પછી સધી મળતાં અમે તેટલા પંખેરાને ઉડાવી જઇશું."

"ત્યારે હવે હું છુટી !"

"હા."

"લે, આ સાડા સાત હજાર લઇ જા. મને રઘુનાથ પંદર હજાર આપી ગયો છે. બીજા પાંચ હજાર ખર્ચ માટે આપ્યા છે. તે જયારે જરૂર પડે ત્યારે લઇ જજે." મવાલીઓમાં પણ એક જાતની પ્રમાણિકતા હોય છે. ગંગા ડોશી અને કાળીદાસ દુનિયામાં અનેક જાતના વિશ્વાસઘાત કરતાં પણ ઉભય એક બીજાને કદિ છેતરતાં નહિ.

"હમણાં એ રૂપિયા તારી પાસે રહેવા દે. મને જોઇશે ત્યારે લઇ જઇશ."

"વારૂ, રઘુનાથને કંઇ કહેવું છે ?"

"કંઇ નહિ. એને એટલુંજ કહેજે કે મોટર તઇયાર રાખે–" કહી કાળીદાસ નિશ્ચીંતપણે શરાબ પીવા લાગ્યો.

# પ્રકરણ ૩૪ મું.

## અનિરૂધ્ધ.

અનિરૂધ્ધ રાધાની મોટરની અડફટમાં આવી રાધાનો મહેમાન થયો ત્યારથીજ તેના નસિબનો સીતારો ફરી ગયો. થોડા દિવસમાં તેને આરામ થઇ ગયો પણ તે સાજો થયો તેટલામાં મહમ્મદે તેની પ્રતિભા જોઇ લીધી હતી. મહમ્મદેજ તેને છાપાની નોકરીને રામ રામ કરી પોતાના ખાનગી સેક્રેટરી થવાની વિનંતી કરી અને અનિરૂધ્ધ એ વ્હાલભરી માગણી ઠેલી શકયો નહિ.

"તમને હું મારા નોકર ગણીશ નહિ. પણ સગા ભાઇ જેવા–મિત્ર જેવા રાખીશ." મહમ્મદે લાગણીભર્યા અવાજે અનિરૂધ્ધને કહ્યું. રાધા નજીક બેઠી હતી તે આ વાત સાંભળી મલકાઇ. તેને અનિરૂધ્ધ ગમી ગયો હતો.

"તમે જાણો છો કે હું કોણ છું ?" અનિરૂધ્ધે મસ્તીભર્યું સ્મિત કરી કહ્યું.

"તમે ગમે તે હો પણ શયતાન તો નથીજ." મહમ્મદે એવાજ સ્મિતથી જવાબ આપ્યો.

"નહિ. પણ કેટલાકને હું શયતાનથીય ખરાબ જણાઉં છું."

"એટલે ?"

"હું તો બંબગોળાવાળો એનાર્કીસ્ટ છું." અનિરૂધ્ધે પોતાનો ભેદ ખુલ્લો કર્યો.

"કયાંના ? બંગાલના ?"

"નહિ. નહિ. બ્રિટિશ રાજતંત્રમાં ૧૯૧૯ પછી બંડ કરવાની જરૂર રહી નથી."

"ત્યારે ?"

"હું દેશી રાજ્યોનો શત્રુ છું અને મધુપુરને ખાલસા કરાવવા માગું છું." અનિરૂધ્ધે જવાબ આપ્યો.

"મધુપુરને ?" રાધા ચમકીને બોલી.

"કેમ ? મધુપુરનું નામ સાંભળી તમે ચમકો છો ? તમને પણ મધુપુરના જાલિમ રાજાની નામદારીની ખબર છે કે શું ?"

"અનિરૂધ્ધ ! મારી રાધાને મધુપુરના રાજાએ પોતાના જનાના માટે પસંદ કરી હતી." મહમ્મદે અનિરૂધ્ધને ચકિત કર્યો.

"એમ ?"

"હા. પણ એ કાગડાના મ્હોમાંથી હું દહીંથરું પડાવી લાવ્યો."

"મારાં અભિનંદન ! રાધા બ્હેન ! તમે છૂટયાં ! પ્રભુનો ઉપકાર માનો ! મધુપુરના જનાનામાં જવા કરતાં રૌરવ નરકમાં જવું બહેતર છે–" અનિરૂધ્ધના અવાજમાં આવેશ આવવા લાગ્યો: "ત્યાં મનુષ્યત્વજ નથી. રાજા મહા પાખંડી, જૂલ્મી, વિષય લંપટ અને દગાબાજ છે. પોતાની બે ઘડીની રમતને ખાતર એ ગમે તેના જાન લે છે, ગમે તેને કેદ કરે છે અને નગરજનોની વહુ દીકરીઓ પર તો એ પોતાનો સીકકો મારી બેઠો છે ! એનો મોહ ઉતરી જતાં એ કોઇની દરકાર કરતો નથી. એની રાણી રૂપ રૂપનો અંબાર છે. છતાં એણે કેટલીય રમણીઓ જનાનામાં ભરી છે અને એક પરનો મોહ ઉતરી ગયા પછી તે તેનું

મ્હો પણ જોતો નથી. અરે ! મ્હો ન જુએ તો ધૂળ નાખી પણ એનો મોહ ઉતરી ગયા પછી એની વાસનાની ભોગ થયલી હતભાગિનીઓને એ પેટભર ખાવાનું પણ આપતો નથી. એના નવા શિકારને લલચાવવાને એ કિંમતી વસ્ત્રાભુષણો આપે છે–ભોળી રમણીઓ અલંકારોની ભભકથી અંજાઇ જાય છે–પણ એ પોતાની કોઇ પણ રખાતને અલંકારો સાથે મધુપુરની સરહદની બ્હાર જવા દેતો નથી. એક સ્ત્રી તેને ભેટ મળેલા દાગીના લઇને મધુપુર છોડી જવા તૈયાર થઇ હતી તે જેલમાં સડે છે."

"નખ્ખોદ જાય એ મુઆનું !" રાધા બબડી.

"તમે એજ રાજ્યના છો ?" મહમ્મદને જીજ્ઞાસા થઇ.

"અરે ભાઇ ! હું હતભાગી મધુપુરના નગરશેઠનો દીકરો છું."

"તમને બંડખોર થવાનું શું કારણ મળ્યું ?"

"મારી પત્નીનું એક બે બદામના સિપાઇએ અપમાન કર્યું હતું તેને સજા કરવાને બદલે બદમાસ નર પશુ મદનસિંહે ઉલટો મારા પર કેસ કર્યો હતો અને મારા ડરપોક પિતા તેને જેમ તેમ મનાવી મને છોડવી લાવ્યા હતા. એ પળથીજ મેં મધુપુર ભુમિશાત કરવાની પ્રતિજ્ઞા લીધી–મે અરાજક મંડળ સ્થાપ્યું–છુપી રીતે હથિયારોની દાણચોરી કરાવી–પણ અફસોસ !... આનરૂધ્ધ જેમ તેમ આંસુ ખાળી શકયો. "અફસોસ ! મારી ધારણા સફળ ન થઇ. મદનસિંહના જાલિમ સૈનકોના જુલ્મ આગળ રાંકડી પ્રજા ડરી ગઇ અને ડરને લીધે ભુખે મરતા ખેડુતો અમને તજી ગયા. મને પકડવાને મદનસિંહના જમદુતો દોડી આવ્યા તેજ વખતે મારી પત્ની ગુજરી ગઇ–મને જીવતો

રાખવા માટે મારા ગુરૂ સ્વામી આનંદે સહર્ષ પોતાનો ભોગ આપ્યો હું નાસી છુટ્યો–મારી લીલા સ્વર્ગવાસી થઇ અને સ્વામી આનંદને ફાંસીને સજા થવાની વાત સાંભળી છે–" અનિરૂધ્ધની આંખોમાંથી અંગારા વરસવા લાગ્યા.

"આવા જુલ્મીને બ્રીટીશ સરકાર પદભ્રષ્ટ કરતી નથી ?"

"શી રીતે કરે ? મધુપુરની પ્રજા ફરિયાદ કરવાની હિમ્મત બતાવે તો સરકાર વચ્ચે પડે ને ?"

"આ દેશી રાજાઓ જાણી જોઇને પોતાની કબર ખોદી રહ્યા છે."

"મારી ખાત્રી થઇ ગઇ છે કે દેશી રાજ્યોને ખાલસા કર્યા વિના બીજો રસ્તોજ નથી. એક પણ દેશી રાજ્યમાં એક સ્વતંત્ર છાપું પ્રગટ કરી શકાતું નથી એજ પૂરવાર કરે છે કે આપણા દેશી રાજ્યો શ્રાપ રૂપ છે. કેટલાક અપવાદ રૂપ રાજ્યો સારા પણ હશે. પણ મધુપુર જેવા જૂલ્મી રાજ્યો પૃથ્વીપર ભાર રૂપ છે. ત્યાં ન્યાય નથી, દયા નથી, મનુષ્યત્વ નથી. છે ફકત અધમ વિલાસ અને નૃશંસ જુલ્મ !" અનિરૂધ્ધનો આવેશ વધી ગયો. મહમ્મદે આ ચર્ચા લબાવવામાં સાર ન જોયો.

"ચાલો, અનિરૂધ્ધ ! ફરવા આવશો ?"

"હા. ચાલો."

ત્રણે જણા મોટરમાં ફરવા નીકળ્યાં. રાધા મહમ્મદની જમણી બાજુએ બેઠી હતી અને અનિરૂધ્ધ ડાબી બાજુએ બેઠો હતો. મોટર નેપીઅનસી રોડ પરથી મહાલક્ષ્મીના તોપખાનાપર ગઇ. ત્યાં થોડીવાર થોભી ત્રણે જણા એપોલો બંદર ગયાં. તાજમહાલ હોટલમાં

આઇસ્ક્રીમ લઇ ત્રણે પુનઃ મોટરમાં બેઠા અને મોટર કોલાબા તરફથી ક્વીન્સ રોડ પરથી પૂર વેગે દોડવા લાગી.

અચાનક અને અનિમિષ અનિરૂધ્ધે પાછું ફરી જોયું. અને એક પળ તે જરા ગંભીર થયો.

"મહમ્મદ ! જરા પાછળ જુઓને !" તેણે કહ્યું.

"કેમ ? શું છે ?"

"આપણી પાછળની મોટર આપણી પાછળ પડી હોય એમ લાગે છે."

મહમ્મદ અને રાધા ઉભયે પાછળ જોયું.

"હું તો કોઇને ઓળખતો નથી."

"આ મોટર મહાલક્ષ્મીથી આપણી પાછળ છે. મેં એક બે વાર તેની દરકાર ન કરી. પણ હજુ પણ તે આપણી પાછળ છે એટલે મને કંઇ શક જાય છે."

"હશે. જે હશે તે જણાશે. શૅાફર ! જલદી ચલાવ—" મહમ્મદે હુકમ કર્યો અને શૅાફરે પૂર વેગે મોટર મારી મૂકી. થોડીજ વારમાં મોટર નેપીઅનસી રોડ પર આવી પહોંચી પણ આ વખતે પેલી મોટર તેમની પાછળ ન્હોતી.

"જોયુંને અનિરૂધ્ધ ! તમારો ખાલી ભ્રમ હતો ! આપણી પેઠેજ કોઇ સહેલ કરવા નીકળ્યા હશે." મહમ્મદે બંગલામાં દાખલ થતાં હસીને કહ્યું.

# પ્રકરણ—૩૫ મું.

## ચાંચણનો દીકરો!

પ્રભાતનો સમય હતો. મધુપુરના ભયંકર કારાગ્રહની એક નાની કોટડીમાં સ્વામી આનંદ ક્યારના જાગ્રત થઇ પિંજરમાં પૂરાયલા સિંહની પેઠે આમથી તેમ આંટા મારી રહ્યા હતા. તેના વદન પર ભય કે ચિંતાની લેશ માત્ર છટા ન્હોતી તેને ફાંસી દેવા માટે આવતી કાલ ઠરાવવામાં આવી હતી પણ અન્યાયથી, ન્યાય દેવતાની મશ્કરી કરીને મધુપુરના કુછંદી રાજાએ કરેલી ફાંસીની સજાથી તેનું રૂંવું પણ ફરક્યું ન્હોતું. તે કંઇક વિચારમાં ફરતો હોય એવો ભાસ થતો હતો. મત્યુના પડઘમ તેના કાનને ભેદી શકતા ન્હોતા તેમ યમઘંટથી તેની છાતી ધડકતી ન હતી. જાણે કોઇ સમ્રાટ શત્રુદળપર ભયંકર આક્રમણ કરવાનો નિશ્ચય કરી વ્યુહરચના કરતો હોયની તેમ તે ગૌરવ ભર્યા ધીમા ડગલાં ભરતો ઓરડીમાં આમથી તેમ ફરતો હતો.

સાતના ટકોરા થયા. કારાગ્રહનો દારોગો આવ્યો અને ઓરડીના દ્વાર ખોલી કંઇક લાગણીભર્યા સ્વરે બોલ્યોઃ સ્વામીજી! કાલે તમને ફાંસી દેવામાં આવશે."

"અચ્છા! હજુ તો ચોવીસ કલાક છે. અને ચોવીસ કલાકમાં તો કોઇ કોઇવાર સલતનતો તારાજ થઇ જાય છે."

"સ્વામીજી! સત્તા આગળ શાણપણ ચાલતું નથી. તમારી મને બહુ દયા આવે છે. પણ હું લાચાર છું."

"ભાઇ! તારે મારી દયા ખાવાની જરૂર નથી. તારા રાજાને મારા ખૂનથી પોતાની રાક્ષસી તૃષા છીપાવવી છે. તો ભલે! ભલે એ મારો જાન લઇ તૃપ્ત થતો! રાજાઓ પ્રજાજનોના જાન માલ

સાથે આવી નૃશંસ રમતો ન રમે તો પછી એ રાજા શાના? રાણીના ઉદરમાં જન્મ લઈને જે માણસ રાંક પ્રજાને મેંઢા બકરાંની પેઠે રહેંસી ન નાખે તે સમ્રાટ શાનો કહેવાય? ભોળી પ્રજા એ ભયંકર રાજસંસ્થાની શેતરંજની બાજી સમજતી નથી તેથી રાજાને દેવાંશી માની તેને ગૌબ્રાહ્મણ પ્રતિપાળ ને અન્નદાતા જેવા વિશેષણો લગાડે છે. પણ એમાંય મોટો ભેદ છે. શું રાજાની ફરજ ગૌ અને બ્રાહ્મણનું રક્ષણ કરવામાંજ પૂરી થાય છે? પ્રજાના રક્ષણ માટે પ્રજાએ જાતેજ "રાજ્ય" નામની સંસ્થા સ્થાપી છે ને પ્રજા ચાહે તેટલો વખતજ એ સંસ્થા ટકી શકશે. જે પળે ગરીબ અને લાચાર જણાતી પ્રજાની આંખ ફરશે તે પળે ભલભલા રાજસિંહાસનો તૂટી પડશે" જાણે આપખુદ અને જૂલમી રાજાઓનું ખાત્રીપૂર્વક ભવિષ્ય ભાખતો હોયની તેમ સ્વામી બોલ્યો. દારોગો નીચું જોઇ સાંભળી રહ્યો.

"મહારાજ! આપની છેલ્લી ઘડીએ હું આપની કંઇક સેવા કરી શકું?"

"ભાઇ! મારી સેવા શી કરવાની છે? અને હું મરી જવાનો છું એમ કોણ કહે છે?" આનંદ હસ્યો. જાણે જીવંત આનંદની સાક્ષાત પ્રતિમા હોયની તેમ!

આ વાત હજુ આગળ ચાલે એટલામાં એક સિપાઇ દોડતો દોડતો દારોગા પાસે આવ્યો અને ગભરાટથી બોલ્યોઃ "બાપુ પધારે છે."

દારોગો કેદી આગળથી ખસી ગયો. થોડીવારમાં સત્તાના અભિમાનમાં ચકચૂર બનેલો મદનસિંહ આવ્યો. કેદખાનાના અમલદારોએ તેને ઝુંકી ઝુંકીને સલામો ભરી પણ મદનસિંહ એ સલામો ઝીલવામાં હીણપત સમજતો હતો. તેણે પોતાની આંગળીના ઇસારાપર નાચતા બધા કૂતરાઓ તરફ બેદરકારીભરી નજર ફેંકી જરા હાસ્ય

ફરકાવ્યું. અને પછી ધીમે સ્વરે દારોગાને કહ્યું "મને પેલા જોગ-ટાની ઓરડીમાં લઇ જા."

"જી બાપુ!" કહી દારોગો મદનસિંહને સ્વામી આનંદની ઓર-ડીમાં લઇ ગયો. રાજાએ દારોગાને ઇસારાથી ચાલ્યા જવાની આજ્ઞા કરી. રાજા અને બંડખોર, કહેવાતો ન્યાયાધિશ અને કહેવાતો ગુનેહગાર એકલા પડયા. મદનસિંહ પોતાની વાંકડી મુછો મરડતો દારોગાએ મૂકેલી ખુરશીપર બેઠો હતો. સ્વામી આનદ જાણે કોઇ આવ્યુંજ ન હોય, જાણે તેણે રાજાને જોયોજ ન હોય તેમ આડું જોઇ ઉંચે મસ્તકે ઉભો હતો. આવતી કાલે ફાંસીએ લટકનારા હતભાગીની આવી શાંતિ મદનસિંહને ખુંચ્યા વિના રહી નહિ. તે તુચ્છતાથી હસીને બોલ્યોઃ

"કેમ? કેમ છો?"

"આનંદમાં છીએ."

"હવે તારા ભયંકર રાજદ્રોહ માટે તને પસ્તાવો થાય છેને?"

"મેં રાજદ્રોહ કર્યોજ નથી. તો પછી પસ્તાવો શાનો? પ્રજાને રાજાના જૂલ્મોથી વાકેફ કરવી એ રાજદ્રોહ છે? રાજાને તેનું કર્ત્ત-વ્ય સમજાવવું એ રાજદ્રોહ છે? રાજા! તને નહિ જણાય પણ તારો રાજમુગટ કયારનો ડગમગી રહ્યો છે અને જોતજોતામાં એ મુગટ ધુળમાં રગદોળાશે—મધુપુર ખાલસા થશે અને તું બ્રિટિશ સરકારનો કેદી બનીશ." સ્વામી આનંદનો દઢ નિશ્ચિત સ્વર સંભળાયો. રાજા કમકમ્યો. તેની સામે આવી નીડરતાથી વાત કરનાર તેણે જોયોજ ન્હોતો.

"કાલે તારી જીંદગી ખતમ થઇ જશે. એટલી વારમાં તારે ભાખવા હોય તેટલાં ભવિષ્ય ભાખી લે." મદનસિંહે બેપરવા હાસ્ય કરવાની કોશીષ કરી પણ તેનું ડંખતું હૃદય હસી ન શકયું. "તું

મારી માગી મધુપુરની હદ છોડી જવાનું કબુલ કરતો હોય તો હું તારી તરફ દયા બતાવવા માગું છું" તેણે સ્વામી તરફ જેમ તેમ નજર સ્થિર કરી કહ્યું.

"હું ગુફામાંના વાઘની દયા યાચીશ, ઝેરી સાપની દયા માગવાને તેને પગે લાગીશ. પણ તારી દયાની મને પરવા નથી. હું આગ સાથે રમત રમી રહ્યો હતો તેનું મને પ્રથમથીજ ભાન હતું દબાયલી પ્રજા અણીને વખતે મને તજી જશે અને હું નિરંકુશ જુલમનો ભોગ થઇ પડીશ એ વાતની મને સંપૂર્ણ માહિતી હતી. પણ મરદ બચ્ચા પેઠે લડવાની મારી ફરજ હતી—પરિણામ જોવાની નહિ. આજે તું મારો જીવ લેશે તુ સુખે જંપવાનો છે? મેં વાવેલાં બંડના બીજ-માંથી વૃક્ષ ઉગ્યા વિના રહેવાના છે? યાદ રાખજે કે જૂલ્મી રાજ્યમાં મરતા એક બંડખોરના લોહીના ટીપામાંથી હજાર હજાર બંડખોર પેદા થાય છે." સ્વામી આનંદે બંડની ફીલસુફી સમજાવી.

"ચુપ! મને તારી ધમકીની દરકાર નથી. કાલે તુ ફાંસીના માચડાપર તડફડશે ત્યારેજ તને રાજદ્રોહની ભયંકરતા સમજાશે."

"હું કાલે ફાંસીને લાકડે તો જરૂર જઇશ. પણ હું ગયો કે તરત બ્રિટિશ રેસીડંટ તને પદભ્રષ્ટ કરશે તે યાદ રાખજે" કહી સ્વામી રાજા તરફ નિશ્ચલ નજરે જોઇ રહ્યો. તેના શબ્દો રાજાને ભયંકર લાગ્યા. મદનસિંહની આંખે એક પળ તમ્મર આવ્યા. તેની સામે રેસીડંટ ઉભો હોય એવો ભ્રમ તેને થયો જેમ તેમ મગજ સંભાળી તે બોલ્યો: "તું શું બકે છે?"

હું જૂઠું બોલતોજ નથી, હું ગયો કે મધુપુર ખાલસા થયું સમજજે."

"શી રીતે?"

"હાહાહા! એટલી ખબર નથી? હું આટલા દહાડા શાંત બેસી રહયો તે નકામો એમ? મેં વરૂના મ્હોમાં શું ચુંબનની આશાથી હાથ નાખ્યો હતો? નહિ. નહિ. રાજા! તારે જાણવુંજ હોય તો જાણીલે. મારી શકિતનું તને ભાન ન હોય તો હવે તેની ખાત્રી કરી જો તને ખબર છે કે તને આ રાજ્યની ગાદીપર કશો હકજ નથી?" સ્વામી આનંદે ભયંકર ભેદ ફોડવાની શરૂઆત કરી મદનસિંહના પગ આગળ બંબગોળો આવીને ફુટત તો તે જેટલો ચમકત નહિ તેટલો તે સ્વામી આનંદના શબ્દો સાંભળી ચમકયો.

"કોણ કહે છે કે હું હકદાર વારસ નથી?"

"હું કહું છું, તારા વિલાસી બાપને કોઇ રાણીથી બચ્ચું થયુંજ ન્હોતું."

"ખોટું! આખી દુનિયા જાણે છે કે હું સ્વર્ગસ્થ મહારાજાની લીલાવતી રાણીને પેટે જનમ્યો હતો."

"એમ કહો કે તમારી લુચ્ચી માએ ગર્ભવતી હોવાનો ઢોંગ કરી એક ઘાંચણનો દીકરો વેચાતો લઇ લીધો હતો અને એ ઘાંચણના દીકરા તે તમે! આજના મધુપુરના જૂઠા રાજા!"

"પુરાવા! પુરાવા કયાં છે?" રાજાનો અવાજ પડી ગયો.

"બધું છે. હું ફાંસીએ લટકીશ તેજ પળે બ્રિટિશ હદમાંના મારા એક મિત્ર બધા દસ્તાવેજી પુરાવા બ્રિટિશ રેસીડંટના હાથમાં મૂકશે.

રાજા બેબાકળો બની ગયો તેને શું કરવું તે સુઝયું નહિ. એક પળે તેને સ્વામીનું ગળું દાબી તેને મારી નાખવાનો વિચાર આવ્યો પણ જેમ તેમ પોતાના ગુસ્સાને આવરીને તે ખુરશીપર બેસી રહયો.

# પ્રકરણ—૩૬ મું.

## સ્વામી છૂટ્યો !

"જુઓ ! સ્વામી ! હું તમને મારા દુશ્મન માનતો નથી. તમે રાજ્યની સામે જે વિદ્રોહ કર્યો છે તેમાં તમારો હેતુ પ્રજા કલ્યાણ નોજ હતો તે પણ હું જાણું છું. પણ તમે એવી રીતે વાત કરો છો કે જે રાજા તો શું પણ સાધારણ અમલદાર પણ સાંખી ન શકે." મદનસિંહ થોડીવાર વિચાર કરી નમ્ર સ્વરે બોલ્યો. દગાબાજ દુના નમે એ કહેવત સ્વામી આનંદને યાદ આવી. પણ તે રાજાને નકામો છંછેડવા માગતો ન્હોતો. તે કંઇ પણ બોલ્યા વિના રાજા તરફ ભેદક નજરે જોઇ ઉભો રહ્યો.

"તમે રાજ્યના શુભેચ્છક થાઓ તો શું ન થઇ શકે? તમારા જેવી વિભુતીઓ તરંગી થઇને રાજ્ય સામે બંડ ઉઠાવી પાયમાલીને આમંત્રણ કરે તેના કરતાં જો તમે રાજ્યને પડખે રહો તો કઇ પદવી એવી છે કે જે તમને ન મળે?" મદનસિંહે પ્રલોભન બતાવવા માડયાં.

"રાજન ! એ વાતજ જવા દો. બંડ ખરાબમાં ખરાબ ચીઝ છે તે હું સારી પેઠે જાણું છું. અને યાદ રાખજો કે નિરાંતે શાંતિથી વેપાર રોજગાર કરીને પોતાનું ગુજરાન કરવાનું છોડી દઇ રાજ્ય સામે બંડ કરવાને કોઇ પણ વ્યકિત કે કોઈ પણ પ્રજા નવરી પડી નથી. બંડ શયતાનની કૃતિ છે. પણ કેટલાક ભયંકર રોગો એવા હોય છે કે જે સોમલથીજ સારા થાય છે. જ્યારે રાજા રાજ્ય ધર્મથી સાવ પરવારી જાય છે ત્યારે પ્રજાને માટે બંડ મહદ્ ધર્મ થઇ પડે છે." સ્વામી આનંદ સ્થિર અવાજે બોલ્યો.

"તે હશે. પણ તમે એટલું તો કબુલ કરશોને કે રાજા પણ કાળા માથાનો માનવી છે. તે પણ ભૂલને પાત્ર છે."

"હા. પણ જ્યારે તેની ભૂલો તેને બતાવવામાં આવે ત્યારે તે તત્કાળ સુધારવાની તેનામાં તત્પરતા હોવી જોઇએ."

"કેટલાક માણસો હઠીલા હોતા નથી?"

"માણસ હઠીલો અને તે પરવડે. રાજા હઠીલો થાય તે ન ચાલે."

"કારણ?"

"કારણ કે રાજાની એક ભૂલ હજારો પ્રજાજનોને દુઃખની હોળીમાં બાળીને ખાખ કરી નાખે છે."

"પ્રજાને જો કંઇ દુઃખ હોય તો તેની દાદ માગવા માટે કાયદાસર અરજી કરવી જોઇએ."

"ભલા માણસ! આ મધુપુરમાં કાયદાસર અરજીઓ પર જરા પણ ધ્યાન અપાતું હોત તો આટલી હદે વાત આવત ખરી? તમારી નજર સામે બ્રિટિશ હિંદમાં બનતા બનાવો જોવાને તમને આંખ છે કે નહિ? બ્રિટિશ હિંદમાં પરદેશી રાજા સાત સાગર પાર બેઠો છે. એ પરદેશી રાજાના નોકરો બ્રિટિશ હિંદના રાજતંત્રની દોરી ખેંચે છે. ત્યાં લોકોની વહુ બેટીઓની લાજ લૂટાતી નથી, જાનમાલની સલામતી માટે એ પરદેશી સરકારે પોલિસ અને લશ્કરનો જબરજસ્ત બંદોબસ્ત કર્યો છે. છતાં ત્યાં પ્રજા રાજતંત્રની ચાવી પોતાના હાથમાં રાખવા માટે શું કરી રહી છે તે તમે જાણતા નથી? ૧૮૮૫ થી બ્રિટિશ હિંદની પ્રજાએ અરજીઓ કરવા માંડી, ઠરાવો કર્યા, વિનંતીઓ કરી, ડેપ્યુટેશનો મોકલ્યા. અને અંતે ૧૯૦૯ માં કચરા જેવા મોર્લી મીન્ટો સુધારા આવ્યા. પાછી ચળવળ ચાલી. હોમરૂલની ગર્જના થઇ અને ૧૯૧૯ માં મોન્ટફર્ડ સુધારા આવ્યા. પછી અસહકારમાં ભરતી આવી ને તેની પાછી ઓટ થઇ ગઇ. પણ જો

બ્રિટિશ સરકાર તમારા જેવા દેશી રાજાઓની પેઠે પ્રજાની એકે એક અરજને ઠોકરેજ મારતી ગઇ હોત તો શું થાત? આજે બ્રિટિશ હિંદમાં ભાઉખીરટો અને બંડખોરોને ખુદ પ્રજા ધિક્કારી કાઢે છે જ્યારે તમારે ત્યાં બંડખોરોને વધાવી લેવાને પ્રજા આતુર થઇ રહી છે તેનો ભેદ શોધવાને કોઇ દિવસ તમે તમારા ભેજાને તસ્દી આપી છે?"

."જુઓ સ્વામી! બનાર થઈ ગઇ. હવે મને મારી ભુલ સમજાય છે. જો તમે મને પાયમાલ કરવાનો દૃઢ નિશ્ચય કરી બેઠા હો તો મારે કંઇજ કહેવાનું નથી. પણ તમે કહો એવા સુધારા કરવાને હું તૈયાર થાઉં તો?" રાજા નમ્યો. સ્વામી આનંદ અજબ થયો.

"તો પ્રજા તમને ફુલડે વધાવશે."

"પણ તમે?"

"હું પણ તમને ધન્યવાદ આપીશ."

"તમે કહો તે પ્રમાણે હું પ્રજાનો ત્રાસ નાબુદ કરૂં તો તમે પેલા ભયંકર પુરાવા—"

"ઓહ! કયા પુરાવા! પેલા ઘાંચણના દીકરાના? તમે તેની ફીકર ના કરો. મધુપુરની ગાદી પર ક્ષત્રાણીનો બચ્ચો બેઠો છે કે ઘાંચણ યા મોચણનો દીકરો ગાદી હડપ કરી ગયો છે તે જાણવા માટે દુધમાંથી પોરા કાઢવાનો પ્રજાને શોખ નથી. પ્રજા તો પોતાનો રાજા તેને સંતતિ પેઠે પાળે એટલુંજ ઇચ્છે છે. એમ તો આપણા રજવાડામાં ખરૂં ક્ષત્રી બીજ આજે કેટલું રહ્યું છે? અનેક જગાએ અમલદારોના કાવત્રાં અને રાણીઓના પાપને લીધે ગમે તે જાતના બાળકને રાજપુત્ર તરીકે ઠેસવી દેવામાં

આવ્યા છે અને એ કારણે તો આપણા રજવાડાં ગંધાય છે! તમે ઘાંચણના પુત્ર હોવા છતાં આટલા વરસ રાજપુત્ર ગણાયા—હવે રાજા થયા છો—તેથી હું તમારો દુશ્મન થયો નથી. પણ તમે શયતાનની પેઠે પ્રજાનું રક્ત ચૂસી એ બદામના અમલદારોને પ્રજા પર જુલ્મી ચલાવવાની છૂટ આપી દીધી અને વેશ્યાઓના ગંધાતા જોબનમાં તથા વિલાયતી શરાબના નીશામાં જીવન સાફલ્ય માની લીધું તેથી હું મણુપુરની પ્રજાને તમારી બલામાંથી મુક્ત કરવા મથી રહ્યો છું." સ્વામી આનંદે ભલાઇ બતાવી.

"જો એમજ હોય તો તમારા વચનની સત્તા સિધ્ધ કરવા માટે તમારે પેલા ભયંકર કાગળો મારે સ્વાધિન કરવા પડશે." મદનસિંહ મૂળ મુદ્દા પર આવ્યો.

સ્વામી ગંભીર થયો.

"તે નહિ બને. જ્યારે મારી ખાત્રી થશે કે તમે રાજધર્મનું પાલન કરો છો ત્યારે હું જાતેજ એ કાગળો બાળી નાખીશ." સ્વામીએ દૃઢ સ્વરે જવાબ આપ્યો.

રાજા જરા મુંઝાયો. તે આ કેદીના પંઝામાં આબાદ સપડાઇ ગયો હતો. અત્યારે જીવતો નર ભદ્રા પામે—અણી ચુકયો સો વર્ષ જીવે—એમ વિચારી રાજા બોલ્યો:

"સ્વામી! મને તમારા વચન પર સંપુર્ણ વિશ્વાસ છે. હું તમારા નેતૃત્વ નીચે તમે કહેશો તે રીતે પ્રજાને સંતોષીશ દારોગા!" તેણે દારોગાને બુમ પાડી.

"જી હજુર!" દારોગો હાજર થયો.

"આનંદને માન સાથે મુક્ત કરો."

તરતજ તેના હુકમનો અમલ થયો. સ્વામી આનંદની બેડીઓ તુટી ગઇ.

"ચાલો, મારી સાથેજ તમે રાજ મહેલમાં ચાલો કે જેથી પ્રજાની ખાત્રી થાય કે તમે મારા મિત્ર થયા છો."

સ્વામી હસ્યો. અને રાજા સાથે જવા તૈયાર થયો. બન્ને મોટરમાં એક એકની પાસે બેસી હસીને વાતો કરવા લાગ્યા. મધુપુરની પ્રજા આ બે જણને આવી દશામાં જોઇ છકક થઇ ગઇ. મદનસિંહના ખુશામતી અમલદારોના પેટમાં તેલ રેડાયું.

---

# પ્રકરણ ૩૭ મું.

## નઝીરપર ધાડ.

મદનસિંહે સ્વામી આનંદની ફાંસીની સજા રદ કરી-તેની સાથે સંધી કરી-તેને પોતાના રાજ્ય વહીવટની લગામ સોંપી દીધી અને તે જાણે પોતાના અઘેર રાજકારભાર માટે ખરેખર પશ્ચાતાપ કરતો હોય તેમ સ્વામીનો પડતો બોલ ઝીલવા લાગ્યો. આ બધાનું મુળ સ્વામી આનંદનો ભય હતો. જો તેની સાથેની દુશ્મનાવટ મદનસિંહ ચાલુ રાખે અને સ્વામી અનંદ છેલ્લે પાટલે બેસી રાજાને ઘાંચણનો દીકરો પુરવાર કરે તો મદનસિંહની બધી મનની મનમાં રહી જાય અને ઘડીના છઠ્ઠા ભાગમાં રસ્તે તે રખડતો ભીખારી અથવા ઘાણી ચલાવતો ઘાંચી બની જાય એવો ભય હતો. તે પોતાની કહેવાતી માએ કરેલું કાળું કામ સારી પેઠે જાણતો હતો. તેની માએ ગર્ભવતી હોવાનો ઢોંગ કરી તેના બાપને છેતર્યો હતો અને પુરે માસે કોઇ ઘાંચણના દીકરાને રાજકુમાર તરીકે ઠેરવી દીધો હતો તેની મદનસિંહને પુરી માહિતી હતી. હજુ સુધી તેની સાચી માને-મધુપુરની એક ઘાંચણને છૂપી રીતે રાજ્યની તીજોરીમાંથી દર મહિને પચાસ રૂપિયા મળ્યા જતા હતા. એ ઘાંચણ પોતાના દીકરાને રાજસિંહાસનપર જોઈ મલકાઇ મલકાઇ જતી હતી. તેને રાજ દેવડીપર જવાની છૂટ હતી. કોઇ કોઇવાર વ્હાલનો ઉભરો આવી જતાં તે મદનસિંહના ઓવારણાં લઇ લેતી અને કોઇવાર બે ચાર કડવા મીઠા સંભળાવી દઇ પોતાને જોઇતા પૈસા ઓકાવી લાવતી. મદનસિંહ જેવો ખંધો અને લુચ્ચો રાજકુમાર પોતાના સ્વાર્થની બાજી કેમ ખેલવી તે ન સમજે એ અશક્ય છે. તેણે કેદ-ખાનામાં સ્વામી આનંદની દ્રઢ પ્રતિજ્ઞા આંખોમાંથી ખરતા અંગારા

જોઇનેજ ખાત્રી કરી લીધી હતી કે તે જે ધમકી આપી રહ્યો છે તે ખોટી નથી.

આનંદના હાથમાં મધુપુરનું રાજતંત્ર આવતાં જાણે નવીજ રાજસતા સ્થપાઇ હોય તેમ ભયંકર પરિવર્તન થવા લાગ્યું. રોજ વ્હાણું વાતાં પાંચ પચીસ જુના અમલદારોને પાણીચું આપવાના હુકમનામા પર સહી કરતાં મદનસિંહને કંઇનું કંઇ થઇ જતું હતું. નઝીર બેગમ પણ આ નવા પરિવર્તનથી થરથરી ગઇ હતી. તે ગુપચુપ સ્વામીની બાજી જોઇ રહી હતી. તેણે જોઇ લીધું કે રાજાના મોતીઆ મરી ગયા છે. તેને સ્વામીનો ભય રૂંવે રૂંવે પચી ગયો છે. જો તત્કાળ બાજી હાથમાં ન લેવાય તો મદનસિંહ તેના હાથમાંથી ચાલ્યો જશે અને પુનઃ તેને લાહોર યા લખનોની તવાયફ બનવું પડશે. નઝીર બેગમથી એ શી રીતે સહન થાય ?

નઝીર પોતાના શયનગૃહમાં બેઠી હતી. તે હમણાંજ પલંગ પરથી ઉઠી હતી અને આળસ મરડતી આયનામાં મ્હો જોઇ વીખરાયલા વાળ સમારતી હતી. રાતે તેને બરાબર ઉંઘ ન આવેલી હોવાથી માથું જરા ભારી થયું હતું. કપાળમાં ચીંતાની કરચલી પડી હતી.

"એ જોગટો સમજે છે શું ?" તે બબડી. આયનામાં પોતાની મદઘેલી જુવાનીનું પ્રતિબિંબ જોઇ હસી. "આખર તો એ પુરૂષ છે ને ! મહામાયાથી પણ એ નહિ હારે ? જો એ મારી જુવાનીના તેજોમય અંગારમાં બળીને ખાખ ન થઇ જાય તો આ જોબન ને આ રૂપ શા કામના ? મદનસિંહ જેવા ઉલ્લુઓ તો અમારી ખાખ ચૂમવાને સરજાયલાજ છે. પણ એને—એ ખરા મરદ બચ્ચાને હું પરાજિત કરૂં તોજ મારૂં નામ નઝીર !..." થોડી વાર તે વિચારમા ને વિચારમાં ઉભી રહી.

"આ મદઘેલાં નયનો ને એમાંથી છૂટતાં કાતીલ શર, આ ઉન્મત્ત છાતી, આ પાતળી કમ્મર, આ જોબનનો બ્હાર ભલભલાને મહાત કરે એવું રૂપ–શું એ જોતાંજ સ્વામી આનંદના રોમાંચ ખડાં નહિ થાય? એ પુરૂષ છે કે બ્યડળ? નહિ. નહિ. આવા રાજ્ય સામે માથું ઉંચકનાર બ્યંડળ હોયજ નહિ! એ ખરો મરદ છે ખરો શૂરવીર છે.........હા......પણ એનો વિચાર કરતાં મને શા માટે રોમાંચ થાય છે? જાણે હું એને માટે ટળવળતી હોઉં એમ કેમ લાગે છે? ઓહ! ગજબ! મારૂં દીલ એને માટે તડફડી રહ્યું છે." તે અચાનક આરામ ખુરશીપર બેસી ગઇ દાસી દાતણ પાણી લઇ આવી. નઝીરે ઉતાવળથી મ્હો ધોઇ ચ્હા પીધી. ત્યાર પછી તેણે ગુલાબજળવાળા પાણીથી સ્નાન કર્યું. તેની આરસ જેવી દેહમાંથી સુગંધના ફુવારા ઉડવા લાગ્યા. સ્નાન કર્યા પછી તેણે શણગાર સજવા માંડયા. આજના જેટલી કાળજીથી તેણે કદિ પણ પોતાની દેહલતા શણગારી ન્હોતી. તેની મદીલી આંખોમાં સુરમો આંજતાં તેના નયનો ગજબ વરસાવી રહ્યાં જેને એ નયનોના કાતિલ બાણ લાગશે તે વિના શસ્ત્રે જખમી થઇ જશે એવી નઝીરની આંખોએ તેને ખાત્રી આપી. તેણે જાણી જોઇને મુસલાઇ વસ્ત્રોને રૂખસદ આપી અને ગુજરાતણના વસ્ત્રો સજવા માંડયા. સફેદ રેશમી સાડીપર તસતસતી શ્વેત ચોળી પહેરી લીધી. ગળામાં મોતીનો હાર નાખ્યો. નાજુક કમળદાંડી જેવા બન્ને હાથોમાં રત્નજડિત બબ્બે બંગડીઓ પહેરી લીધી. માથાના વાળ તેણે એવી છટાથી–એવી ફૅશનથી ઓળ્યા કે ભલો બ્રહ્મચારી પણ એ કામણગારા વાળની લટો સાથે રમત કરવાને પોતાના બ્રહ્મચર્યને ગંગા નદીના વહેતા પૂરમાં ફેંકી દેવાને તૈયાર થઇ જાય!

તેણે સ્વામી આનંદને પોતાનો કરવાનો નિશ્ચય કર્યો હતો. તેમ કરવા જતાં શું થશે તેની તેને દરકાર ન્હોતી. તે શણગાર સજી રહી ત્યારે ઘડીઆળમાં દશના ટકોરા થયા. તેણે આયનામાં પોતાનું રૂપ જોયું ને તેના મ્હોપર સંતોષની છાપ પડી.

"આજે પહેલીજવાર નઝીર ખરા દીલથી પોતાના પ્રિયતમને રીઝવવા જાય છે." હસતી હસતી તે બબડી.

એજ પળે દાસી શયનગૃહમાં દાખલ થઇ અને ભયથી થરથરતી નઝીર સામે જોઇ ઉભી રહી.

"શું છે ?"

"આ ! મહારાજાનો હજુરીયો આવ્યો છે."

"અહિં મોકલ."

દાસી નમીને બ્હાર ચાલી ગઇ. બીજી પળે હજુરીઓ દાખલ થયો અને તેણે નઝીરને નમન કરી એક પત્ર આપ્યો:

"નઝીર બેગમ,

નામદાર મહારાજાના હુકમથી તમને ફરમાવવામાં આવે છે કે તમારે આઠ દિવસમાં મધુપુરની હદ છોડી જવી.

લી૦

આનંદ."

"જા—" નઝીરે પત્ર વાંચી હજુરીઆને રૂખસદ આપી.

"ઓહો !–" એકલી પડતાં તે બબડી "આ તો પ્રિયતમજ પહેલો ઘા કરવા તૈયાર થયા છે ને ! ઠીક છે" બે ચાર પળ તેણે વિચાર કર્યો અને પછી દાસીને બુમ પાડી. દાસી આવતાંજ તેણે નીચેનો પત્ર લખ્યો.

"નામદાર દિવાન સાહેબ,

આપનો હુકમ મળ્યો. બાંદી એ હુકમને માથે ચઢાવે છે પણ કૃપા કરી આજે રાજમહેલના દિવાનખાનામાં બપોરે બાર વાગે મને મળી જશો ? ઘણુંજ ખાનગી અને અગત્યનું કામ છે.

લી૦

નઝીર.

"આ પત્ર સ્વામી આનંદને હાથો હાથ આપી આવ." નઝીરે દાસીને હુકમ ફરમાવ્યો.

"જો ! જરાપણ ગફલત ન કરતી. લે આ તારૂં ઇનામ !" કહી તેણે દાસીને સો રૂપીઆની નોટ આપી અને દાસી વફાદારીથી પત્ર પહોંચાડવાની ખાત્રી આપી ચાલી ગઇ.

---

# પ્રકરણ ૩૮ મું.

## બેગમ કે બલા?

નઝીર રાજમહેલના દિવાનખાનામાં સોફાપર અઢેલીને બેઠી હતી. તેની આંખો ગજબ વર્ષાવી રહી હતી. તેની મદમસ્ત છાતી ધમણની પેઠે ઉંચી નીચી થતી હતી. તેના અંગપ્રત્યંગમાં ઉત્સાહનું પુર આવ્યું હતું.

ઘડીયાળમાં બાર વાગ્યા અને સ્વામી આનંદ ધીમા, ગૌરવશીલ ડગલાં ભરતો દિવાનખાનામાં દાખલ થયો. નઝીર હસીને ઉભી થઇ.

"આઇયે દિવાન સાહબ!" તે બોલી.

સ્વામી હરખ્યો. તે આ મોહની પુતળીને આવા સ્વરૂપમાં જોતાંજ તેની બાજી કળી ગયો. શાંત અદાથી તે ખુરશી પર બેસી બોલ્યો:

"બેગમ સાહેબા! શો હુકમ છે?"

"હવે હું બેગમ શાની? મારી હાલત તો બાંદીથીય બદતર છે."

"કેમ! એમ બોલો છો?"

"એટલા માટે કે તમારો હુકમ ન મળત તો પણ હુ આ રાજ્ય છોડીજ જવાની હતી."

"કેમ! મધુપુરના પાણી ભાવતાં નથી?" સ્વામીની દૃષ્ટિ ભેદક થઇ.

"સ્વામીજી! તમે એમ સમજો છો કે હું તમારા રાજા પર મુગ્ધ થઇને અહિં આવી હતી? નહિ. હું તો તવાયફ છું. મારી સૃષ્ટિમાં જોબન અને રૂપ વેચાય છે. એમાં અમને શરમ

નથી પણ જેઓ લાલસાના અગ્નિમાં બળી મરીને અમારી ખાક ચુમવા આવે છે તેઓ આબરૂદાર ગણાય છે અને અમે તવાયફો સમાજનો ધિક્કાર પામીએ છીએ. ઓહ! કેવી દીલહીન, દયાહીન દુનિયા છે?" નઝીરના સ્વરમાં આવેશ હતો. તેનો સ્વર કંપતો હતો અને તેની આંખોમાંથી તનખા નીકળતા હતા નઝીરે આવી ભુમિકા શા માટે બાંધી હશે તે સ્વામી આનંદ સમજી શક્યો નાહિ. એક પળ તેને નઝીરની વાત સાચી લાગી. વેશ્યાઓ અને તવાયફોના સંઘને સમાજના પ્રતિષ્ટીત પુરૂષોજ પાળે છે! એવી "પ્રતિષ્ઠા" પર સ્વામીને ધિક્કાર છુટયો.

"અમે ગમે એવી હોઇએ પણ સ્ત્રી તો છીએ–મનુષ્ય તો છીએ!" નઝીર જુસ્સાથી પુનઃ બોલીઃ હા અમનેય દીલ છે, લાગણી છે." તેની આંખમાંથી એક અશ્રુબિંદુ તેના ગાલ પર સરી પડયુંઃ "મગર અફસોસ! અહિં, આ રાજભવન ગણાતા નર્કાગારમાં મારે કૃત્રિમ હાવભાવ અને કૃત્રિમ પ્રેમ લીલામાં જીવન ગાળવું પડે છે. આવી અધમ દશા જોઇ તમને મારી દયા નથી આવતી?" તે સ્વામી તરફ સ્થિર નજરે જોઇ રહી.

"આવે છે. જો તમારી મરજી શાંત જીવન ગાળવાની હોય તો તમે કહો એવો બંદોબસ્ત કરી આપું." સ્વામી લાગણીથી બોલ્યો.

"મારી ખાત્રી હતી કે તમારા જેવા ઉદાર પુરૂષની હું દયાજ પામીશ. સ્વામી! ખરેખર, મને શાંતિ મળશે? શું આ જીવનનો ધીખતો દાવાનળ કદિ પણ બુઝાઇ શકશે?"

"હા. તમે તમારી મરજીથી પાપ કર્યાં નથી. તમને પાપ કરવાની સમાજે ફરજ પાડી હતી. ફરજીયાત પાપના ભોગ બનેલાઓને ખુદા તારી લે છે."

"ઓહો ! કેવી મીઠી ફીલસુફી ! આજ સુધી મેં આવા મીઠા શબ્દો કદિ સાંભળ્યા ન્હોતા. સ્વામી ! આ બાંદીને–આ દાસીને તમે ન ઉગારી શો ?" નઝીરના અવાજમાં દર્દ હતું. સ્વામી પીગળ્યો.

"શી રીતે ? હું તારે માટે શું કરું ?"

"એટલુંજ કે મને તમારી સેવામાં સ્વીકારો."

"હેં !" સ્વામી ચમક્યો.

"હા. મને નિરાશ ન કરશો. તમે મને શાંતિ આપવાનું વચન આપ્યું છે."

"તમે કઇ જાતની શાંતિ ઇચ્છો છો ?"

"શાશ્વત શાંતિ ! મોતની અગર મહોબતની !" નઝીર ઉભી થઇ. સ્વામી ડર્યો. તે પણ ઉભો થઇ ગયો. નઝીરની આંખોમાં પાગલ-પણાનો તેને ભાસ જણાયો.

"સ્વામી !" બેગમે સ્વામીનો હાથ પકડયોઃ "આ જીવનમાં મેં કોઇની ગુલામી કરી નથી. આજે હું તમારી ગુલામ થવા–તમારા ચરણો ચૂમવા તૈયાર છું. મને ન તરછોડશો. હું બહુ દુઃખી છું. મારો ઉધ્ધાર કરો–ઉધ્ધાર કરો–" તે છાતી ફાટ રોઇ પડી અને સ્વામીને ચરણે પડી તેના પગો અશ્રુથી ભીંજવવા લાગી. આનંદને શું કરવું તે સુઝયું નહિ. તેણે નઝીરનો મુલાયમ હાથ પકડી તેને ઉભી કરી કહ્યું.

"નઝીર બેગમ ! તમે ભાન ભૂલી ગયા છો."

"નહિ સ્વામી ! હું ભાન ભૂલી નથી. હું તમારા પર પાગલ થઈ ગઇ છું. મેં સારૂં હિન્દુસ્તાં જોયું છે; ભલ ભલા રાજવંશીઓ અને અમીર ઉમરાવોને

આરો નયનને નખરે નચાવ્યાં છે પણ મને કોઇ મરદ જીતી શકયો ન્હોતો આજે હું મારી સામે ખરો પુરૂષ જોઉં છું ને તેથીજ હું તેની ખરી સ્ત્રી થવા માગું છું."

"અશકય !"

"શું અશકય ?"

"તમારો ને મારો સંબંધ !"

"કેમ ? હું પતીત છું તેથી ! જો એમજ હોય, જો તમે મહાત્મા હોવા છતાં પતીતને ધિક્કારતાજ હો તો લો આ ખંજર ! આપલો ખતમ કરી નાખો-" ગુસ્સાથી નઝીરે ચોળીમાં છૂપાવેલું ખંજર બ્હાર ખેંચી કાઢયું અને તે સ્વામીને આપવા માટે હાથ લાંબો કર્યો. સ્વામી ધ્રુજયો ભયથી નહિ પણ આશ્ચર્યથી ! આ સ્ત્રી રમત રમે છે કે ખરેજ તે તેને ચાહે છે ? આ ભયંકર કોયડો તે ઉકેલી શકયો નહિ. તેનું માથું ભમવા લાગ્યું તેણે ખંજર ઝૂંટવી લઇ નઝીરને સોફા પર બેસાડી દીધી અને પોતે તેની પાસે બેઠો.

"જુઓ બેગમ ! દીલને બેચેન ન બનાવો. તમારૂં શ્રેય થાય એવોજ માર્ગ હું તમને બતાવું છું. જુઓ, મધુપુર છોડી ગમે ત્યાં શાંતિમાં જીવન ગાળો. તમને ગુજરાન માટે—"

"સ્વામી ! ગુજરાન માટે મને ચિંતા છે એમ સમજો છો ?" તે જરા ધિક્કારથી હસી. "લક્ષ્મી તો મને પગે લાગતી આવે છે. દૂધ વિના ટળવળતા ભીખારીના બાળકને જેઓ રાતી પાઇ પણ પરખાવતા, નથી તેઓ મારા પગ આગળ સોના મહોરોના ઢગલા

ખડકી દે છે મને શાની ઓછપ છે ? રૂપ છે, જોબન છે, લક્ષ્મી છે, જાદુભરી ખુમારી છે, જગતને નચાવવાની શક્તિ છે—"

ત્યારે શું નથી ?" સ્વામીથી અનિમિષ બોલાઇ ગયું.

"મહોબત ! સાચા દીલનો સહચરી ! એના વિના હું ટળવળું છું. એની શોધમાં આજ સુધી હું એક રંગ મહેલથી બીજા રંગ મહેલમાં રખડતી હતી પણ રાજ દરબારના ખુની ભભકામાં—શ્રીમંતોની એયાશી મહેલાતોમાં દીલ નથી મળતાં—પ્રેમ નથી મળતો ! આજે મારા પ્રેમની જીવંત પ્રતિમા મને મળી છે. મારો સ્વીકાર કરો. હું તમારી દાસી થઇ રહીશ. તમને પરમાત્મા ગણી પૂજીશ અને હું અને તમે એક નવી સ્વર્ગિય સૃષ્ટિ રચી, ધાંધલીઆ જગતથી દૂર–દૂર કોક અનેરા લ્હાવા લેતાં દેતાં જીવન સફળ કરીશું." આટલું કહેતાં નઝીર ધ્રુજી રહી. તેને રોમે રોમે કામ વ્યાપી ગયો. અને આવેશમાં 'ને આવેશમાં તે સ્વામીને ભેટી પડી. આ પળ ભયંકર કસોટીની હતી. સ્વામીના દીલમાં મર્મ વ્યથા થઇ. પણ તે જીત્યો. તેણે ગુસ્સાથી નઝીરને અલગ કરી દમામદાર અવાજે કહ્યું.'

"બસ કરો ! તમારા સ્ત્રી ચરિત્ર મારી આગળ ચાલવાના નથી."

"શું ?..." નઝીરનો તીક્ષ્ણ અવાજ દિવાનખાનામાં ગુંજી રહ્યો "હું નઝીર બેગમ—મધુપુરની રાણી તમારા પ્રેમની ભીખ માગતી આવી તેને તે સ્ત્રી ચરિત્ર માની લીધું ! જોગટા ! બદમાસ !" તે વીફરી.

"ચુપ રહો." સ્વામી બરાડયો તે નઝીરને ખરા રૂપમાં જોઇ શકયો. પોતાની ચઢતી જોઇને મધુપુરમાં પોતાની સત્તા કાયમ

રાખવા માટેજ નઝીર તેને લલચાવવાને રંભા બની આવી હતી. એવી તેની ખાત્રી થઇ ગઇ.

"શા માટે ચુપ રહું? તું મને હુકમ કરનાર કોણ?..." નઝીર આટલાજ શબ્દો બોલી. સ્વામી કંઇ બોલે તે પહેલાં તેણે દિવાનખાનાની દિવાલ આગળ જઇ એક કળ દાબી અને સ્વામી આનંદ જે જગ્યાએ ઉભો હતો ત્યાંથી એક પાટીયું નીચે લટકી પડયું સ્વામી અંદર ભોંયરામાં તુટી પડયો બીજી પળે કળથીજ ભોયરૂં બંધ થયું અને નઝીર ખડખડ હસી પડી.

# પ્રકરણ ૩૯ મું.

## ખૂની હુમલો.

મહમ્મદ અને રાધાનો સંસારરથ સરળતાથી ચાલ્યો જતો હતો. અનિરૂધ્ધ આ મુસ્લીમ મિત્રના આશરામાં પોતાનો શોક ભૂલતો જતો હતો. પણ તેના દીલમાં ખરી શાંતી ન્હોતી. સ્વામી આનંદની ફાંસીની સજા રદ થઇ એટલુંજ નહિ પણ તેને મદનસિંહે દિવાનપદ પર નિયુકત કર્યો એ વાત સાંભળી ત્યારથી અનિરૂધ્ધની અશાંતિ તદન નષ્ટ થઇ ગઇ. મધુપુરના રાજતંત્રમાં વીજળીક વેગે થતી સુધારણાની ખબરો રોજ મુંબઇના વર્ત્તમાનપત્રોમાં પ્રગટ થતી હતી તે વાંચીને અનિરૂધ્ધની ખાત્રી થઇ કે અંતે મધુપુરના જુલમી રાજાના દીલમાં પ્રભુ વસ્યો છે અને હવે મધુપુરની રાંકડી પ્રજા સુખી થશે. પોતાની નજર સામે સુખી, શાંત, આબાદ મધુપુર જોવાની તેને હોંસ હતી. એ હોંસ લોહીની નદિઓ વહાવવા વિના પાર પડતી જોઇ તેને આનંદ થાય તે સ્વાભાવિક હતું. બે ત્રણ દિવસમાંજ અનિરૂધ્ધ શાંત, ગંભીર મટીને હસમુખો અને આનંદી થઇ ગયો.

રાધાને પણ મધુપુરના પરિવર્તનથી આનંદ થયો હવે મદનસિંહ તેના જોબન પર ત્રાપ મારવાને કાવત્રાં કરશે નહિ એવી તેના દીલમાં આશા જન્મી. મહમ્મદ દેથી રાજ્યમાં થતા સુધારા જોઇ મલકાયો આ બહાદૂર યુવાન મુસલમાન હતો છતાં તેના દીલમાં દેશાભિમાની પ્રચંડ આગ મળગતી હતી. દેશી રજવાડાઓના રંગ ઢંગ જોઇને તેની છાતી ચીરાઇ જતી હતી. કોઇ કોઇ વાર કોઇ ગાયકવાડ કે માઇસોર નરેશ લોકશાસનના હકક પ્રજાને આપતા ત્યારે મહમ્મદની છાતી ગજગજ ઉછળી રહેતી. મધુપુરનો રાજા એક રીતે તેનો દુશ્મન હતો

તેના પ્રેમનો હરિફ હતો. છતાં સ્વામી આનંદના રાજતંત્ર દરમિયાન મધુપુર સુખીજ થશે તે વિષે તેને કોઇ જાતની શંકા રહી નહિ.

આજે રવિવાર હતો. રાધા, મહમ્મદ અને અનિરૂધ્ધે આજે ઉત્સવ ઉજવ્યો હતો, મધુપુરની પ્રજા માટે પ્રભુની બંદગી કરી હતી અને એ દેશી રાજ્યમાં સુખનો સુરજ ઉગ્યો તે માટે ત્રણે જણે યથેચ્છ આનંદ કરવાનો નિશ્ચય કર્યો હતો. બપોરે ત્રણે જણે સાથે સ્વાદિષ્ટ ભોજન લીધું. તે પછી ત્રણ ચાર કલાક વાર્તા વિનોદમાં વહી ગયા.

સાંજે પાંચ વાગ્યા અને ત્રણે જણ ફરવા નીકળ્યા. સીધી મોટર તાજ મહાલ હોટલમાં ગઇ. ત્યાં અનિરૂધ્ધ અને મહમ્મદે શેમ્પેનના ગ્લાસ ઉડાવવા માંડયા. રાધા ધીમી નાજુક અદાથી આઇસક્રીમ ખાવા લાગી. કલાકેક પછી તેઓ ઉઠયાં અને પાછી મોટર ચાલી. પૂરવેગે મોટર ચાલી જતી હતી. કવીન્સ રોડપર મોટરોની ધમાલ હતી. ત્રણેના દીલમાં આનંદના ફુવારા ઉછળી રહ્યા હતા. કવીન્સ રોડપરથી ચોપાટી, વાલકેશ્વર અને મહાલક્ષ્મીને માર્ગે થઇને મોટર દાદર રોડ પર બન્ને બાજુએ જુદાં જુદાં વૃક્ષો ઉભાં હતાં. રાધા આરામથી મહમ્મદની જમણી બાજુએ પોતાના પ્રિયતમ સાથે ઢળાઇને બેઠી હતી એવામાં અચાનક સામેથી એક મોટર આવી. મહમ્મદના મોટરે ખોટી બાજુએ આવતી મોટરને બાજુએ લેવા માટે ભુંગળું વગાડયું-મ્હોડેથી બુમ પાડી-હાથનો ઇસારો કર્યો. પણ સામેની મોટર કોઇ તીસમારખાં હાંકતો હતો. તેણે મોટરની ગતિ ધીમી કરી પણ માર્ગ ન બદલ્યો. મહમ્મદના શોફરે બ્રેક દાબી પણ એટલામાં પેલી મોટર આવીને મહમ્મદની મોટર સાથે અથડી પડી

બન્ને મોટરો ઉભી રહી ગઇ. આંખના પલકારામાં એક ગોળીબાર થયો. અને અનિરૂદ્ધ પડયો!

"ઓહ! દગો!—રાજા વાજા ને વાંદરા!—" આટલાજ શબ્દો બોલી અનિરૂધ્ધે પ્રાણ છોડી દીધો. આ હુમલો એવો અચાનક થયો હતો કે કોઇને કંઇ ભાનજ ન રહ્યું. મહમ્મદ બેબાકળો બની ગયો. તેનો શોફર ભયથી મોટર છોડી નાસી ગયો. રાધા બેભાન થઈ ગઇ.

"ઉપાડી લાવ સાળીને ?" સામી મોટરમાંથી કોઇનો ખુની અવાજ સંભળાયો. ત્રણ ચાર માણસો મહમ્મદની મોટરમાં ચઢી આવ્યા. મહમ્મદ વીફર્યો. તેણે પીસ્તોલ માટે ગજવામાં હાથ નાખ્યો. પણ ઓ નસિબ! આજે તેના ગજવામાં પીસ્તોલજ ન્હોતી. તે મરણીયો થયો અને એક જણ પર વકરાયલા વાઘ જેવો તૂટી પડયો. તેના પર બીજા બે ત્રણ માણસો ઘા કરવા લાગ્યા. રાધાને બેભાન હાલતમાં ઉંચકી બીજી મોટરમાં લઇ જવામાં આવી. મહમ્મદ ત્રણ મવાલીઓ સાથે બાથોબાથ લડયો પણ એવામાં કોઇએ તેના માથા પર જખ્મ કર્યો અને તે જમીનદોસ્ત થયો. તેને ત્યાંજ પડતો મુકી બદમાસો પોતાની મોટરમાં જઇ ભરાયા અને મોટર પૂર વેગે હાંકી મુકી.

બદમાસોની મોટર ગયા પછી થોડીવારે મહમ્મદનો શોફર છૂપી જગ્યાએથી બ્હાર આવ્યો અને તેણે મહમ્મદને સંભાળીને મોટરમાં બેસાડયો. મહમ્મદને સખ્ત ઘા થયો હતો પણ તેની બેભાની થોડીજવારમાં ઉતરી ગઇ હતી. મોટરમાં અનિરૂધ્ધની લાશ પડી હતી. તે જોઇ મહમ્મદની આંખમાં પાણી આવ્યા.

"આ બદમાસોને ધુળ ચાટતા કરૂં તોજ હું ખરો મુસલમાન!" તે બબડયો. અને દાદરની પોલીસ ચોકીપર જઇ ફરિયાદ નોંધાવી. અનિરૂધ્ધની લાશને પંચકયાસ માટે હોસ્પીટલમાં લઇ જવામાં આવી. મહમ્મદે કોરોનરની તપાસ થઇ રહ્યા પછી બ્રાહ્મણો પાસે તેને અગ્નિ સંસ્કાર કરાવ્યો અને તે પછી પોતાના જખમપર મલમ પટા લગાવી તે સિંહની પેઠે રાધાનું હરણ કરનારા બદમાસોની શોધ માટે પોલિસને મદદ કરવા લાગ્યો.

# પ્રકરણ ૪૦ મું.

## પુરાવાનો નાશ.

સ્વામીને નઝીરે ભોંયરામાં ધકકેલી દીધો તે પછી થોડીજવારે મદનસિંહ હાથમાં એક તાર લઇ દિવાનખાનામાં દાખલ થયો નઝીર વિચારગ્રસ્ત હાલતમાં સોફાપરજ બેસી રહી હતી. તે મદનસિંહને જોતાં એકદમ હસીને સામી દોડી જઇ તેને વળગી પડી. રાજા ઉલ્લુ બની ગયો. નઝીર તેના વંક્ષસ્થલપર માથું મુકી ડુંસકા ભરવા લાગી.

" શું છે પ્યારી ! "

" કંઇ નથી. મારૂં રાંડનું મોત પણ આવતું નથી." નઝીર બોલી.

" કેમ ! આવી વાત કરે છે ? "

" તમારો જોગટો કયાં છે ? "

" આહ ! તું એ બદમાસનું નામ બાળ. વ્હાલી! હું એનાથી ત્રાસી ગયો છું, જો મારૂં ચાલે તો હું એના રાઇ રાઇ જેવડા ટુકડા કરી નાખું પણ--"

" પણ શું ? "

" હું લાચાર છું."

"ધારો કે તમારી વિરૂધ્ધના બદલ પુરાવા હું તમને લાવી આપું તો ?"

"તું તો મારી રાણી !"

"કબુલ !"

"હા. કબુલ !"

"આ તાર શાનો છે ?" નઝીર મદનસિંહના ગળામાં હાથ નાખી તેને સોફા પર બેસાડતી બોલી.

"પેલું બુલબુલ આવે છે."

"કોણ રાધા ?"

"હા."

"ભલે આવે વ્હાલા ! તમે અમન ચમન કરો. તે જોઇ હું પુલકિત થઇશ."

"તું મારી આંખોનું નૂર છે. પણ પેલો બદમાસ હવે આવું ચાલવા દેવાનો નથી."

"મને પણ તેણે મધુપુર છોડવાની નોટિસ આપી છે."

"હેં !"

"શું તમને ખબર નથી ?"

"નહિ."

"જુઓ આ તમારી મહોર સાથેનું હુકમનામું !" કહી નઝીરે સ્વામીનો હુકમ બતાવ્યો.

"આહ ! આ બદમાસના પંઝામાંથી શી રીતે છૂટું ?"

"વ્હાલા ! ડરો ના હું તમને તેના પંઝામાંથી મુક્ત કરીશ."

"શી રીતે ?"

"કેમ ભૂલી ગયા! તમને બધા પુરાવા હું લાવી આપીશ."

"પણ કેવી રીતે?" રાજાની આતુરતાનો પાર રહ્યો નહિ.

"બોલાવો જોરાવરસિંહને! સ્વામીના ઘરની ઝડતી લેવરાવો."

"સ્વામી કયાં છે?"

"જહન્નમમાં ગયો! તમે હું કહું તેમ કરોને!" નઝીરનો સ્વર ઉંચો થયો.

"ઓ વ્હાલી! તું સાચું કહે છે? આપણે તેના ઘરની ઝડતી લઇ શકીશું?"

"હા. હા. જલદી કરો."

મદનસિંહે જોરાવરસિંહને બોલાવી મગાવ્યો અને નઝીર જાતે આ બે જણને લઇ સ્વામી આનંદના ઘરમાં ઘૂસી આનંદ રાજ્યના એક બંગલામાં રહેતો હતો બંગલામાંનો બધો સરસામાન રાજ્યનોજ હતો. સ્વામીની એકે ચીજ ત્યાં ન્હોતી. મદનસિંહને પોતે ઘાંચીનો દીકરો છે એવું પૂરવાર કરનારા કાગળો જોઇતા હતા. ત્રણે જણે એક પછી એક કબાટ અને ટેબલના ખાનાં ખોલી કાગળો ફેંદવા માંડયા ત્રણ કલાક સુધી ત્રણે જણે જીવતોડ મહેનત કરી પણ કંઇ ન વળ્યું મદનસિંહના વદનપર નિરાશા છવાવા લાગી.

"નઝીર! હવે એની સાથે ખુલ્લી દુશ્મની થશે.

"એ જીવતો હશે તોને!" નઝીર બોલી.

"એટલે?"

"હમણાં એ વાત જવા દો ને કાગળો તપાસો." આટલું કહી પુનઃ કાગળો ફેંદવા લાગી. એક બીજો કલાક વહી ગયો. નઝીરે એક નાની ડેસ્ક તોડી નાખી અને તેમાંના કાગળો ખોલતાં એક સીલ કરેલું પરબીડીયું તેને મળ્યું તે પર Official secrets (સરકારી ભેદો) એટલાજ શબ્દો હતા. નઝીરે સીલ તોડી કવર ખોલી નાખી અંદરથી એક કાગળ કાઢયો. અને તેની આંખો ખુશાલીથી ચમકી ઉઠી.

"ઓહ ! ફતેહ ! આ જુઓ ! એ મુઓ જોગટો તમારી માની દગાબાજી પર આધાર રાખતો હતો.

ધ્રુજતે હાથે મદનસિંહે કાગળ હાથમાં લીધો. તે નીચે મુજબ હતો.

ઇ. સ. ના જુન માસની ૧૧ મી તારીખે મને પુત્ર થયો હતો તે મધુપુરની રાણીને રૂ. દશ હજાર રોકડા અને વર્ષે રૂ. ૬૦૦ નું પેન્શન લેવાની સરતે મેં વેચી નાખ્યો હતો એજ મારો પુત્ર મદનસિંહ મધુપુરનો રાજકુમાર છે.

સાક્ષીઃ (સહી) મંગલી નરોતમ.

કર્નલ હન્ટર (મધુપુરની ધાંચણ !)

જુગતરામ રાવળ.

"કર્નલ હન્ટર તે મારા પિતાનો આગલો પ્રાઇવેટ સેક્રેટરી અને જુગતરામ આગલો દિવાન ! બદમાસો બાજી તો સારી ખેલ્યા છે !" મદનસિંહ બબડયો અને તેજ પળે તેણે એ ભયંકર કાગળને દીવાસળીથી સળગાવી મેલ્યો.

"જોરાવરસિંહ !"

" જી. "

"જાઓ, બધા જૂના નોકરોને મળેલી નોટીસો રદ કરો. હવે મને કોઇનો ડર નથી."

જોરાવર ગયો.

"વ્હાલી નઝીર ! તુંજ મારી ખરી રાણી થશે તેં મને જીવતદાન દીધું છે." નઝીર હસી ને મદનસિંહને ગળે વળગી.

"વ્હાલા ! હવે રાધાના સત્કારની તૈયારી કરે.

નઝીરના મ્હોપર વિજયી હાસ્ય રમી રહ્યું.

# પ્રકરણ ૪૧ મું.

## રાજમુગટ ઉતર્યો !

બીજે દિને સંધ્યાકાલે મધુપુરની સરહદમાં એક કાળી મોટર ભુંભું અવાજ કરતી દાખલ થઇ અને થોડીજ વારમાં રાજમહેલના કમ્પાઉન્ડમાં જઇ ઉભી એક દાસીએ એક યુવાન સ્ત્રીને મોટરમાંથી નીચે ઉતારી આ લલના તે રાધા !

રાધા આ અચાનક આફતથી યાકુળ વ્યાકુળ બની ગઇ હતી. બેભાનીમાંથી જાગ્રત થયા પછી તે પોતાની લાચાર દશા સમજી જઇ ચુપ રહી હતી પણ મધુપુર આવતાં સુધીમાં તેનું વદન મોત જેવું ફીકકું પડી ગયું હતું રડી રડીને તેની આંખો સુજી ગઇ હતી. મોટરમાંથી ઉતરી લથડતે પગલે તે રાજમહેલમાં દાખલ થઇ નઝીરે વ્હાલથી તેને પલંગપર સુવાડી દીધી અને એ બદમાસ બલા રાધાપર બનાવટી વ્હાલ વર્ષાવવા લાગી.

મદનસિંહ જાણી જોઇને નઝીરની સુચનાથી બીજા ઓરડામાં બેઠો હતો. તેની ખુશાલીનો પાર ન્હોતો થોડીજ વારમાં રઘુનાથ તેની સામે કુરનીશ બજાવી ઉભો. રઘુનાથની સાથે કાળીદાસ અને બીજા મવાલીઓ પણ હતા.

"રઘુનાથ ! શાબાસ છે તને ! બોલ, શું ઇનામ આપું ?"

"બાપુની કૃપા ! પ્રથમ આ બહાદુરોને નવાજો."

મદનસિંહે કાળીદાસને વીસ હજાર રૂપિયા આપવાનો હુકમ કર્યો અને તેને તથા તેના સાથીઓને રાજ્યના મહેમાનો તરિકે ઉતારવાની

આજ્ઞા કરી. મવાલીઓ હરખાઈ ગયા. અને રાજાને સલામ કરી વિદાય થયા.

"રઘુનાથ ! કંઇ ભય તો નથી ને ?" એકલા પડતા રાજાએ પુછ્યું.

"ભય તમારા જોગટાનો ! અમને કંઇ નથી. અમે બધાને થાપ આપી છે."

"શાબાશ ! જોગટાની હવે મને પરવા નથી. એને તો નઝીરે પૂરો કરી નાખ્યો.'

"શું ખુન કર્યું ?"

"કોણ જાણે, એ કંઇ કહેતી નથી એટલુંજ કહે છે કે હવે સ્વામી આનંદ સુર્યના કિરણો જોઇ શકવાનો નથી."

"બેગમ સાહેબની બલીહારી છે !" ખુશામદી કૂતરો બોલ્યો.

"એ બહુ ચાલાક છે. રાધાપર હું પાગલ થયો છું પણ નઝીરનું જાદુ ઓછું થતું નથી."

"કનૈયાને સોળસો ગોપીઓજ હોય નામદાર !"

મદનસિંહ હસ્યો.

"જો રઘુનાથ ! હું તારાપર ફીદા થયો છુ."

"આપની કૃપા !"

"કાલથી તું દિવાન થા."

"નહિ રે બાપુ! મારે આજ ઠીક છે." મનમાં ભાવે ને મૂંડી હલાવે એવો રઘુનાથે ઘાટ કર્યો.

"નહિ. નહિ. હવે તારેજ રાજ્યની લગામ હાથમાં લેવી પડશે."

જેવો બાપુનો હુકમ!"

"બાપુનો હુકમ." થઇ ગયો તેણે રઘુનાથને દિવાન નીમવાનું ફરફરીયું ચીતરી આપ્યું.

"હવે નવા રંગ મહેલમાં પધારો બાપુ!" કહી રઘુનાથ મલકાતો મલકાતો વિદાય થયો.

મદનસિંહ આયનામાં મ્હો જોઈ મુછો વાંકડી કરી મ્હોમાં પાનનો ડુચો મારી રાધાના ઓરડામાં ગયો નઝીર ત્યાંજ બેઠી હતી.

"પધારો." નઝીર બોલી.

"કેમ! પરી! કેમ છો?" મદનસિંહે રાધા તરફ જોઇ પુછ્યું.

રાધા કંઇ ન બોલી.

"રાધા બ્હેન ઘણાં થાકી ગયાં છે મહારાજ!" નઝીર બોલી અને તેણે આંખનો ઇશારો કરી રાજાને વિદાય થવા કહ્યું રાજા પાળેલા કુતરા પેઠે ચાલ્યો ગયો તે નઝીરનો એક શબ્દ પણ ઉથાપી શકે એમ ન્હોતું.

"ઓ બ્હેન! હું મારા મહમ્મદને ત્યાં સુખી હતી. મને

બચાવી લો, ભગવાન તમારૂં ભલું કરશે." રાધાએ રાજા ગયા પછી નઝીરની વિનવણી કરવા માંડી.

"તમે હમણાં શાંત થાઓ. સહુ સારા વાનાં થશે." એણમે ધીરજ આપી.

રાધા રડતી રડતી બિછાનામાં પડી.



બીજે દિને રાતાના નવ વાગ્યાનો સમય હતો. પુર્ણિમાનો ચંદ્ર આકાશમાં ખીલ્યો હતો છતાં આજે રાજમહેલપર વીજળીની રોશની કરવામાં આવી હતી. મદનસિંહ રાધા સાથે આજે રાસ રમવા જવાનો હતો. આનંદની ધુનમાં તેણે સાંજે પાંચ વાગ્યાથી શીરાઝી શરાબના જામ પીવા માંડયા હતા. નઝીરે રાધાને શણગારવામાં કંઇ કચાસ રાખી ન્હોતી મહા મુલ્યવાન હીરા મોતીના અલંકારો રાધાના શરીર પર ચઢયા હતા. રેશમી મુલાયમ વસ્ત્રો તેની કોમળ દેહલતાપર ફરફરતાં હતા પણ મહમ્મદની રાધાના દીલમાં આરામ ન્હોતો તે પોંજરામાં પુરાયલી પંખીણી જેવી તડફડી રહી હતી.

સાડાનવેક વાગ્યાને શુમારે નઝીર તેને તજી ગઇ અને થોડીવારમાં બદમાસ મદનસિંહ રાધાના શયનગૃહમાં દાખલ થયો તે શરાબની કેફમાં ચકચુર હતો. જતાં વાર તેણે રાધાની કમલદાંડી પકડી રાધા ડરી ગઇ.

"ડરે છે શાની? મારી બુલબુલ! તારે માટે તો મેં આભ અવનિ એક કર્યા છે!" કહી તેણે રાધાને બાથમાં લેવાનો પ્રયત્ન કર્યો, રાધા સામી થઇ. એક બે વાર તે જોર કરી કામીના બાહુ પાશમાંથી છટકી ગઇ. દાસીઓ વીફર્યો.

"બ–બ–ખુલ ખુલ! મારી સાથે શુંઆમ?" રાજા બબડયો અને રાધાના અંગ પર ધસ્યો.

એજ પળે કમ્પાઉંડમાં ચાર પાંચ મોટરો ધસી આવી અને હોહા થઇ રહી. એક બે ગોળીબાર પણ થયા. દાદર પર પંદર વીસ માણસો ચઢી આવવાના અવાજો આવવા લાગ્યા. રાજાને આનું કંઇ ભાન ન્હોતું. રાધા તેની સાથે લડતી લડતી તડફડી રહી હતી. અચાનક શયનગૃહના દ્વાર ખુલી ગયા અને મધુપુરનો પોલીટીકલ એજંટ સ્વામી આનંદ, મહમ્મદ અને બીજા સીપાઇઓ સાથે ધસી આવ્યો.

"ઓ વ્હાલા!" કહેતી રાધા મહમ્મદ પાસે દોડી ગઇ. એજ પળે એક સીપાઇ નઝીરને પકડી ત્યાં લઇ આવ્યો. મદનસિંહ અવાક થઇ આ વિચિત્ર તમાસો જોઇ રહયો.

"જંગલી ઘાંચણના દીકરા! તને રાધાનું બળાત્કારથી હરણ કરવા અને મી૦ મહમદને ગંભીર ઇજા કરવામાં તથા અનિરૂધ્ધના ખુનમાં મદદ કરવાના આરોપ માટે બ્રીટીશ સરકારના હુકમથી પરહેજ કરવામાં આવે છે." પોલીટીકલ એજંટે ગર્જના કરી.

"અને નઝીર! બદમાસ બલા! તને સ્વામી આનંદને દગાબાજીથી ભોંયરામાં નાખી દેવા માટે પકડવામાં આવે છે!" એક બીજો અમલદાર બોલ્યો.

મદનસિંહ અને નઝીરની જોખડી બંધ થઇ ગઇ બન્ને જણા કાળે મ્હોડે પોલીસને સ્વાધીન થયા. સરઘસ નીચે ઉતર્યું ત્યાં કમ્પાઉંડમાંજ પોલીસ સીપાઇઓ રઘુનાથ, કાળીદાસ અને બીજા

મવાલીઓને પકડી લાવ્યા. બધાને બેડી પહેરાવવામાં આવી અને આ વિચિત્ર ફોજ મોટરોમાં ગોઠવાઇ ગઇ !

મુંબઇમાં પોલીસ આ બદમાસોને પકડી લાવતાં પ્રજામાં ખળભળાટ થઇ રહ્યો વર્તમાનપત્રોમાં રોજ રોજ નવા નવા સેનસેશન થયા મુંબઇની સેશન્સ કોર્ટમાં કેસ ચાલ્યો. રઘુનાથ અને મદનસિંહ દેશપાર થયા, કાળીદાસને અનિરૂધ્ધનું ખુન કરવા માટે ફાંસીની સજા થઇ, તેના મવાલી સાથીઓ સાત સાત વર્ષની જેલ જાત્રાએ ગયા અને બદમાસ બલા નઝીર બેગમને બે વર્ષની ટીપ મળી.

વાંચનાર, મધુપુર આ રીતે જૂલમી મદનસિંહના પંઝામાંથી છૂટયું. બ્રીટીશ સરકારે એ રાજ્યને ખાલસા કરી તેનો વહીવટ એક અંગ્રેજ અધિકારી તથા સ્વામી આનંદને સોંપ્યો.

મહમ્મદ અને રાધા હવે પ્રણયગાન ગાતાં જીવનના મોંઘા, લ્હાવા લે છે અને હવે નારંગીવાળીની પ્રેમ કહાણી ખતમ થાય છે !

સમાપ્ત.

---